॥ ૐ ॥



નવીન સુધારાના ફેશન સાહીત્ય.

# જમાનાનો જલસો.

પાંચમો અંક.



રચનાર:—

શ્રી જયરામ રવજી ભાગલીયા કચ્છ માંડવીવાલા.

કીમત એક રૂપિઓ.

## લેડી નાઇટ પીલ્સ.

રાજવંશી તથા પડદા બાનુઓને માટે અજબ પ્રેમનું સુખ મેળવવું હોય તો એકવાર **લેડી નાઇટ પીલ્સ** વાપરો. ગોળી ૧ ની કીંમત રૂ. ૪ છે. વીશેશ હકીકત જાણવા માગતા હોય તો મળો અગર લખો અરધા પૈસા પેહેલા આવવે વી. પી. પારસલ મોકલવામાં આવશે ને પારસલો પોષ્ટ સુધી મોટરથી મોકલવામાં આવે છે ને પારસલ દર દીઠ રૂ. ૧ ખરચ લેવામાં આવશે.

## તકદીરનો અજબ ચમતકાર નીચે વાંચો.

### બાનુઓ અને ગ્રહસ્થો નીચેની હકીકત ધ્યાન દઇને વાંચો ?

પ્રેમ મેળવવાની ખરેખરી આશા રાખતાં હો તો અને જીંદગીનું અત્યંત સુખ ભોગવવા માગતા હોતો અને પ્રેમની મજાહ લેવી હોય, તો લગન કર્યા પહેલાં અગર અદરાયા પહેલા–અભીપ્રાયો લેવા માટે નીચેના **સરનામે લખો** યા મળો. **ડા૦ દુબલને મળવાથી અત્યંત તમોને લાભ છે. વીઝીટ ચારજ રૂ ૬ જવાબ માટે રૂ. ૫** પત્ર વહેવાર રજીસ્ટર કાગળદારાથીજ મોકલવામાં અગર લવામાં આવશે.

**ખરજવું સુકું અગર લીલું** બળ્યા વગરની દવા એક અઠવાડીયામાં ચોપડવાથી તદન જડમુળથી સાફ થાય છે ફરીથી તે જગાએ થતું નથી કીંમત રૂ ૧૦ (દસ) દરદ જોવાની ફી. રૂ. ૩.

## ધાધરનો કટો દુસ્મન કાળ રૂપી દવા.

ધાધર ગમે તેવી ગમે તેટલાં વરસોની રોતી કે કાળાં–બળ્યા વીનાની દવા. આ દવા ચોપડતાં કપડાંને ડાઘ લાગતે નથી, ચામડીને કોઇપણ જાતનું નુકશાન થતું નથી આવી દવા કોઇ જગાએ અકસીર જોવામાં આવી નથી આ દવા (મલમ) ઘણીજ ખુશબોદાર છે. **દવાની કીંમત રૂ. ૨.**

## અદભૂત દંત મંજન.

આ મંજન દાતપર ઘસવાથી દાંતપરનો મેલ પાંચ મીનીટમાં સાફ થાય છે દાંત ચળકતા તથા સફેદ થાય છે, કળતા, દુખતા, લોહી જતું, પેઢા સુઝી આવવા, તથા દાંતને લગતા તમામ રોગો માટે આશીરવાદરૂપી આ મંજન છે. નં. **૧** ના રૂ. ૨ સુગંધીદાર નં. ૨ જાનો રૂ. ૧–૦–૦

**વઇદ દુબલ ફારમસી,**

ઠે.–ગીરગામ, ટ્રામ ટરમીનસ–**મુંબઈ.**

નવીન સુધારાનો દુશ્મન લોકપ્રીય
અંક એકથી પંચોતેર

# જમાનાનો જલસો.

રચનાર—જોશી જયરામ રવજી ભાગલીયા.

પ્રકાશક—જોશી આર. જે. ભાગલીઆ
કચ્છ માંડવીવાલા,
ઠે૦ ગીરગામ બેંકરોડ, નારાયણ બીલ્ડીંગ,
પોસ્ટ નં. ૪, મુંબઇ.

આવૃતી ૫ મી | પ્રત ૨૦૦૦
સંવત ૧૯૭૬ | સને ૧૯૨૦



કીંમત રૂ. ૧.

શ્રી કૃષ્ણ પ્રેસમાં રતિલાલ હરજીવને છાપ્યું
નં ૯ અનંતવાડી, મુંબઇ.




## સારદા સ્તુતી.

### હિંડી.

દયા કરજે તું દેવી, માત અંબે મારી;
છું શરણુ એવું, સત્ય લેતું ધારી. દયા.
રહ્યો વ્યાપી કલીકાલમાં અધર્મ,
નથી રાખતું વડિલોની કોઈ શર્મ. દયા.
જયારે શ્રૃષ્ટિ, આમ વર્તવાને લાગી,
કૃપા દૃષ્ટિ પ્રભુએ, સમસ્ત ત્યાગી. દયા.
જોકે નામ રાખી, મુલકમાંથી જાઉં
ઉપયોગી માત, સર્વને હું થાઉં. દયા
કશી પરવા નથી આ, જગતની અમોને;
લખી શતવાર, દાસ કહે છે તમોને. દયા.

# દીવાળીના દીવો.

## યાને

## ગ્રાંટરોડની મુસાફરી ખ્યાલ ૧.

અફસોસ અરે અફસોસ બંધુઓ, કુદરતની છે બલિહારી?
સોબતના પરિણામ બળે, આ જગત વિષે થઈ છે ખ્વારી.

કારણ પુછો કોઇ અમોને, ખુલ્લિ વાત મુખે કહીશું;
કુમાર્ગમાં કોઇ વિચરનારના, સાથી બનવા નહિ દઇશું.

ખ્યાલ કરો કોઈ નજર કરો. આ દુઃખરૂપી કેવી દુનિયા;
ધર્મ પત્નીઓ રખડાવી, વેશ્યા નિવાસમાં જઇ વસીયા,

ખમીસ જાકિટ બુટ કોલરો, સાઇકલ કેપ શિરે ધારી;
સેંટ લવંડર ગુલાબ છાંટયું; સુગંધમાં પણ હદ વાળી.

બની શેઠીયા વિષય નગરના, મુસાફરી કરવા ચાલ્યા,
ગીની ત્રણ નાખી ખીસામાં મુછ મરડતાં મેં ભાળ્યા.

આના ચાર તણી ગાડીમાં; ગ્રાંટરોડ પર જઇ અટકયા,
ખાધું ખરચ્યું પીલહાઉસમાં ને, પછી નાટકોમાં સટકયા.

બે રૂપિઆની ટિકીટ લઇને, થીએટરોમાં કએદ પડયા,
વાટ જુવે છે ઘરવાલી અહિં, નાટકના ખેલોજ નડયા.

છતાં હજુ તો ગરમ ખીસાનો; પુરો દાટ વળ્યોજ નહિ,
ગુણીકા નૃત્ય વિષે જઇ બેઠાં, શરમ મુલતવી ત્યાંજ રહી.

બહોત દિવસકા બઠા પ્યારથા, મુઝે નિંદ નહિં આતિથી
બાત પ્યારકી બહુત કઠીન હય; વો ચીજ મએ ગાતીથી;
શેઠ કહે અએ પ્યારીજાન, અબ ગાના કુછ સુનબાતિ હય,
દિલ ખુશ કર યહ આશકકા, કયા મઝા પવનકી આતિ હય
ગઝલ ઠુમરી તાલ દાદરા, બલા દૂર ભૈરવીયોંકી,
સારંગી તબલા બજતી હુય, પ્યારિ બન ગઇ આશકકી,
એ ગીનીનો ખર્ચ કરીને, પછી એવા નર પસ્તાયા,
પીત્રૂ તર્પણ કર્યું પ્રેમથી, શોખીન જનમાં પંકાયા
ગયા શ્રાદ્ધમાં, કસર હતી તે, પુર્ણ કરી અહિંયાં પ્રિતે,
માનવ જન્મતણું સાર્થક સૌ, થયું આજ સહુ એ રીતે;
ચરણ વગરના હાથ વિનાના, અપંગ પણ છે કૈ દુખીયા,
સિંગલ પૈ પણ અપાય નહી ને થવું અમોને છે સુખીયા.
ઘરો ત્રૂટશે ચોર લુંટશે, અગર મુળ વ્યાધિ થાશે,
એમાંથી ફળ એજ થવાના, નહિ તો કાળ તુરત ખાશે
ભવસાગરમાંથી તરવાનો, ઉપાય યત્ન કરી શોધો,
વ્યર્થ કાર્યમાં વખત ગુમાવો, શું કરવી તેની નોંધો.
જઇશ પલકમાં અંરે બંધવા, તેનો તું કંઇ વિચાર કર,
કિર્તિ અમર કરી લે જગમાં, પ્રભુ નામ લઇને તું તર.
ઉસ્તાદોંકી યેહી ફર્જ સબ, કરકે અદા હમ દિખલાતે,
યેહી બાંચનેસે જીવોંકે, પાપ સબહિં યું કટ જાતે.

રહેનેવાલે કચ્છ પ્રાંત કે, શહર માંડવી બાજત હવ,
બાગલીચોકી પીછાન રખના, હરી કૃપા હો અતિ હવ.

---

# વખતનો વરઘોડો,

## યાને

## શરાબ વિષે ખ્યાલ ૨.

શરાબ જેવી ખરાબ વસ્તુ, નવ દીઠી જગમાં કયાંહીં, ✓
વાઇન બાટલી વિશે વર્ણવું, ધ્યાન કરો હિંદુભાઇ.
શિવ, શિવ આ શું થયું અરે રે, ગ્લાસ ભરી પીવા માંડયા;
સ્વર્ગતણું સુખ તજી પુર્વજો, હાહાકાર કરવા લાગ્યા.
દશા થાય છે પીનારની, કથન કરૂં તે સાંભળીએ.
વાટ ઘાટમાં પડયા કદી તો, ઓચિંતા એથી મરિએ.
શીવાય હમસે બડા અભીતક, પયદા જગમેં હુવા નહિં,
પહેલવાન પીછેં હટ જાવે, કદર કરો સજ્જન તુમહિ,
પહેરન ધોતી ઔર દુપટ્ટા, ફેંટા ભી બરબાદ ગયા,
કીસમતમેં કયા લીખા હમારે, ખીસેમેં દમડી ન રહા.
અગોબાઈ હા કોઠુન આલા, હાતાત કાઠી ઘેવુનશી,
ઇકડે તિકડે બઘત રાહિલી, ઉફ્ટ ઘાતલી ડોકીશી.

વ્યસનોથી વાકેફ થયેલી, ગુજરાતન કહેવા લાગી,
આમ પીટયા કંઇ દિવસ ફર્યા છે, નફટ નિરંકુશ જા ભાગી
આ વખતે કોઇ હોત બીજો તો, યથા યોગ્ય સુખ દેખાડું
પતિ શબ્દ એ મહા તિવ્ર છે, ભવ આખું હું કયાં બાળું
આ સંબંધમાં આજ પછી જો અવાજ કંઇ કાને પડશે,
દેખાડી હું દઈશ ખરેખર, વચન કદાપી નાં ટળશે.
ઓમા ઓમા મુક અલી, કહીને બૈરીનો હાથ ધર્યો,
બની દિગંબર નૃત્ય આદર્યું, સ્વાદ ગ્રહણ કેવોજ કર્યો,
ધર્મ ગુરૂની સોગન ખાધી, કાશીમાં જઇને નાહ્યા,
છતાં પાપ કંઇ ના ધોવાયું, અંતરમાં બહુ પસ્તાયા.
ઉલટી સુલટી રીત આદરી, પૂજીત ફેનસીએ કીધાં
લાજ ગુમાવી સર્વ જગોએ, ફળ એમાંથી એ લીધાં.
પુર્ણ ખ્યાલ સૌ થયો અમારો, ઇનામ દેવા યત્ન કરો,
પ્રસાદ છે આ ગુરૂ કૃપાનો, ઉમેદ સૌ મનમાંજ ધરો.
આ પ્રયોગના પચાસ કાગળ, દેશાવર લઇ મોકલશે,
તે જીવોને ટુંક મુદતમાં, સંતતિનું સુખ પ્રાપ્ત થશે.
કલકત્તા દિલ્હી લખનો, પંજાબ મુલ્ક દેખા સારા,
અમદાબાદ બડોદા સુરત, કોકણભી સબસેં ન્યારા.
કચ્છમાંડવી છોડ દઈ, અબ બંબઇ શાહુર બસાયા હુય,
ઉસ્તાદ ગુરૂ જમીયતકા ચેલા, વોહી બનાનેવાલા હુય.

# કલજુગનો મહિમાં

## યાને

## ચાલુ જમાના વિષે ખ્યાલ ૩.

કલજુગ આવ્યો ખરેખરો, ચેતીને ચાલો સૌ ભાઇ,
ધર્મ બીચારો થયો પાંગળો, ડહાપણ સૌ દમડામાંહી.
દાંત વિનાનાં ચડે ઘોડલે, જુવાન ઘર ઘર ભટકે છે,
રાંડ રૂપાળી ખરે બપોરે, સાધન કરવા સટકે છે.
માત પીતાનું કહ્યું ન માને, પુત કપુત કહાવે છે;
આવું છું આવું છું કહિને, મશ્કરિમાંજ ઉડાવે છે,
પચાસ બીડી પીએ પીતા તો, દશ નક્કી પુત્રો પીશે,
છેવટ ગાડું પંદર પરથી, અઢાર થઇ આવે વીસે.
દુર્બળ અંતઃકરણ છે જેનું, વ્યસનોમાંજ રહે વધતાં
સ્રીઓ સેવવા પરપતિ લાગી, એજ પાપ અહિયાં નડતાં.
સ્ટેન્ડર બાર થયાની કેડે, પૂરૂષ રખડવા જે જાશે,
તુર્તજ ઘૃતની બરણી ખોલી, બીલ્લી ઘી ચાટી જાશે.
સ્રીનો વાંક ગણો છો શાનો, ઉંઘેલી તે શું જાણે,
શેઠ દુકાને હોય નહિં તો, ચાકર મોજ સુખે માંણે.

નારીકકર નાગોબા આહે, ભટ્ટ મહા વિદ્વાન ધરી,
બસાવયાલા આસન દિલ્હે; શાસ્ત્ર મ્હણુવે કાય તરી,
દ્રષ્ટિસ પડલી તંબાકુ, મગ વૃત્તિ ગેલી ત્યાજ વરી,
મહારાજાંચી ધીર સૂટલી, વાસ્તવિક હી ગોષ્ટ ખરી.
હી શેઠાણી સુરેખ આહે, જર મીળેલ તર ફાર બરે,
પંતોજીચી મરજી ઝાલી, મુર્ખ જગતલા કાય કળે.
ધુર્ત પ્રમાદી પ્રગટ બળદીઆ, કહ્યું તેમનું શું કરવું,
ભીતર હોય કદી જો ચોખ્ખા, ધ્યાન સુખે તેનું ધરવું.
મુકેઝ મુંઝી ખબર નતીપય, આંઉં તવાંકે કુઈ ચ્વાંતો,
ઉથી સવારો વિછાણુમ્યાંથી માની સાગ શીરાઇઆંતો.
ગાયત્રીઝી ઉપાસના પણ, નાઇધોઇને કો કરીઉં,
લડું ઝિલેબી ખાઝા ઘેવર, માલ મલીદા કો છડીઉં.
સતજુગ ત્રેતા દ્વાપરમાં ફળ, જે મળતું તપ આદિથી,
તે આ જુગમાં તુર્ત મલે છે. ફકત પ્રભુ ભજનાદીથી,
દિલોજાન સબ દોસ્ત હમારે, સુનો સુનો અબ હય બાતા,
કરની વૈસી ભરની ઈસમેં, ઇશ્વરકાભી કયા જાતા.
ખ્યાલ બનાકે હમ દિખલાને, સંત પુરૂષ વો જાનત હય
જયરામ કવી ભાગલીઆ દ્વાપર; ઐસી મૌજ ઉડાતે હય.

---

# લક્કડકા લડ્ડુ

## યાને

## પરણેલાનો પસ્તાવો ખ્યાલ ૪.

પ્રથમ કુંવારો કહેતો તો કે, પરણેલા સુખ માંણે છે,
પરણ્યા બાદ હકીકત થઇ તે, પોતે જુવો વખાણે છે.
ગ્રહસ્થ કહે છે મહારાજ આ, ગાડું તો બહુ છે મહોટું,
રોજ ઉઠીને રાંડ સતાવે, પૈસા ખાતર તે ખોટું.
ત્રીસ રૂપૈયા પગાર તેમાં, સાત ભર્યું ઘરનું ભાડું,
પાકીટ ખર્ચ તણા દશ કાઢી, નકકી તેર ગણી વારૂં.
દાણાવાળો શીવજી આવ્યો, રૂપીયા દશ તેને જાશે,
બાકીના ત્રણ રહ્યા તેમાંથી, દાગીના કયાંથી થાશે.
જુવાન બૈરી કહે છે એવું, શા માટે પરણ્યા વારૂં,
ઓળખતા મુજને શું નહોતા, નામ છબીલી છે મારૂં.
ફકત લોહીની હું ભુખી છું, બીજું કામ નથી મારે;
કશબી સાડી નહી લાવો તો આ ઉઠી ચાલી બહારે.
અરે ગધેડી વિચાર કર તું, છાયલના તો છે વાંધા,
હું ધોતી પહેરૂં છું તેમાં, જુવો કેટલા છે સાંધા.

સ્વામીનાથ તમે સાચા છો, સૈયર મારી પહેરે છે,
જુઓ ધણી એનો છે કેવો, ચાર બળદને ખેડે છે.
છતાં રોજના દસ દસ રૂપીયા, બુઢ્ઢો નિત્ય કમાવે છે.
ઘર બેઠાં બૈરીને કેવાં, ઉત્તમ લાડ લડાવે છે.
દેખ્યું કંઈજ નથી મેં કયાં પણ, ટીકીટ કહો છો તે કેવી,
નાટક જોવા જઇશ આજ હું, નહિં તો લાજ નથી રહેવી,
માંડ માંડ હું ઘરમાં આવ્યો, ભુખ કકડતી છે લાગી,
રાંધ્યું સીંધ્યું કંઇજ નથી ને, સતાવતી છે આ નાગી.
બેચર કહે છે જુઓ બાપજી, દેવો મુજને મારે છે,
સમજાવી સમજાવી થાકયો, છતાં બુમ એ પાડેછે.
ખાવું પીવું રહ્યું બાજુએ, કવરાવે છે સૌ ઘરમાં;
આ દુઃખથી તો મરવું સારૂં, કુવો આપણા છે થડમાં.
જુવો ભાઇ આ ગ્રહસ્થાશ્રમ તે, લકકડના લાડુ જેવો;
ખાધા તેતો પસ્તાયાને, અણુસમજુ કહે છે કેવો,
પરમારથમાં પૈસો દેતાં, કેવો હાથ ધ્રુજાવે છે;
ફકત એક નખરાની અંદર, રૂપીઓ રાંડ ગડાવે છે.
ગુરૂ ચરનકા ધ્યાન લગાકે, બૈઠત હું નીજ આસનપેં;
કીંવાર ખુલજાતે ભીતરકે, પ્રકાશ હોતા હય પલમેં.
દર્શનકી અભીલાશા પુર્ણ, કરકે ચરનોમેં પડતે હય;
જયરામ કવીકું હુકમ ભયાસો, પ્રગટ જગતમેં કરતે હય.

# પ્રકાશિત મણી.

## યાને

## પરમારથ બોધ ખ્યાલ ૫

પરમારથ સમ પુન્ય કયું છે, બતાવનારો છે કોઈ;
દાતારો બહુ દાન કરે છે, કૃપણ બળે છે તે જોઈ.
ખાઓ પીઓને પહેરો ઓઢો, એ તો રીત ઘણી સારી;
વ્યસનોમાં જે વખત જાય છે, ફકત એટલી છે ખ્વારી,
કોઈ પીયે છે ચરસ ચીલમમાં, કોઈ પીયે સુકો ગાંજો;
કોઈ પીયે છે બીડી બલમાં, બીજું હું કહેતાં લાજયો.
કઈક દીઠાં મેં અવાજ કરતાં, પીયો પીયો ગાંજેકી કલી;
જો નહિં પીવે યહ ગાંજા વો, લડકેસેં લડકીજ ભલી.
કૈસી મઝા અભી આતી હય, કરકે નીશા કબહું દેખો;
બડા સ્વાદ આતા હય ઇસમેં, ગયું જનમ સુધરી લેખો.
પોત પોતાની નાત વધારે, તમો પડો છો કાં તેમાં;
ખાંસી દમ બલકે બહુ રોગો, પ્રગટ રહેલા છે જેમાં.
પરમારથને કાજ શંકરે, ઝેર હલાહલ છે પીધું.
પરમારથ પર પ્રીત હતી તો, દધિચિયે અસ્તી દીધું.
રાજા કર્ણ સમો કોઈ દાતા થયો નથી કોઈ નવ થાશે;
વિક્રમ આદી થયા રાજવી. પ્રગટ થશે તે પરખાશે.

આંબો વડ પીંપળ આદી સૌ, વૃક્ષ બનાવ્યાં શું કરવા;
વટેમાર્ગુએ શ્રમિત થાય તો, થાક દુર તેના કરવા.
ઇશ્વરનો ઉપકાર વર્ણવી, મહંત પણ શકતાજ નથી;
તો હું પામર અલ્પ જીવ તે, કહી શકું શું આ મુખથી
સમુદ્ર મંથન સમય પ્રભુએ, કમઠ રૂપ ધારણ કરીયું;
મત્સ્ય બન્યા મોહનજી પોતે, રૂષી નાવ માથે ધરીયું.
મુરલીધરનો મહિમા મોટો, ગોવિંદ થઇ ગાયો ચારી;
મુષ્ટિક ચાણુંર મલ્લ હરાવી, મામો પણ નાખ્યો મારી.
સીતા રામ અને લક્ષ્મણજી, ચૌદ વરસ વનમાં રહિને;
અનેક દળ રાક્ષસનાં માર્યાં, લંકા હાથ કરિ જઇને.
રાજ્ય વિભીષણને ત્યાં દિધું, હનુમાન શીર હાથ ધર્યો;
અવધપુરીમાં આનંદ વર્ત્યો, પરમારથ પરકાશ કર્યો.
આ કવિતાનો પાઠ નિરંતર, શ્રધ્ધાથી કરશે મનમાં;
પુર્વ જન્મના પાપ મટાડી, પ્રખ્યાતી પામે જનમાં,
ચોદાસેં ચાળીસ ગાંવમેં, મુખ્ય શહર મસ્કા મંડી;
નલિયા ઔર કુઠારા મુંદ્રા, મઉંકી હવા બડી ઠંડી.
સ્વારી દેખન ચલો સાથમેં, શ્રી ભુજ નગર બડા બંકા;
મહારાવ ખેંગાર સવાઇ, બહાદુરકા બાજત ડંકા.
બહુત મુલક હમ ઘુંમત ઘુંમત ઇાંપર સ્થાન જમાયા હય;
શીવ પ્રસાદ સુત ઇષ્ટ ગુરૂ, જમિયતકા ધ્યાન લગાયા હય,

---

# ફેશનેબલનો ફજીતો

## યાને

### અમથા કાકા એન્ડ ભોળી ભત્રીજીનો સંવાદ

### કવાલી. ૬

મારાસમ જઇશમાં આધી, શ્રવણુકર વાત આ થોડી,
કયા કુળમાં પ્રગટ થઇ છો, જરા સમજાવને છોડી. મારાસમ.
પુછો છો શું અરે કાકા, અમારા છે ગ્રહો વાંકા;
પીતા પરખાય કૈ રીતે, માતા નામે મદન ગૌરી. મારાસમ.
દેખા દેખી થવા લાગી, પુરાતન રીત ગઇ ભાગી
અરધ પલ્લવ રહે ખુલ્લા, એવી અમને શમે ચોળી. મારાસમ.
ગોકુળમાંની હતી ગોપી, શીખી ભરવા હવે ટોપી;
જરી હાટે જવા લાગી, બંડલ નાખ્યાં બધાં તોડી. મારાસમ.
એતો જાહેર થઇ ચુકયું, ગળાશે કેમ આ થુકયું;
પરિણામો થશે કેવા, હવે કહું છું બધું ફોડી. મારાસમ.
મુકી તેં ઘાઘરો દિધો, નટીનો વેશ પણ લીધો;
હજુ કંઇ હોય જો બાકી, કસર રાખીસમાં પોરી. મારાસમ.
દિવસ આવ્યા બહુ વસમા, સુવર્ણથી મઢા ચસમા;
વિલાતી બુટ પહેરીને, હવામાં જઇશ હું પોઢી મારાસમ.

રૂપાળી છે બહુ ભારે, દેખી સૌ કાંકરા મારે; –
ભુલેશ્વરના લત્તામાંથી, અલી' તું જાય છે દોડી. મારાસમ.
સબુરકર અએ બગીવાલા, કહાં તક જાયગા લાલા;
દુપૈસેકા લીઆ ચીવડા, મગર દેખી નહિ ગોલી. મારાસમ.
થવાની ચાહે છે કયારે, જવું હાફીસમાં મારે;
અલ્યા રામા જરા જોની, હુંકારી કયાં ગઈ ઘોડી. મારાસમ.
વિચારીને જરા બોલો, આંખો બેઠાં તમે ચોળો;
તપાસીને જુવો પ્યારા, મળે છે કયાં સવા કોરી. મારાસમ.
ડરીને તો જરા ચાલો, વચન સૌ વેદનાં પાળો;
કહે જયરામ આખર તો, વિખરવાની જ છે જોડી. મારાસમ.

---

નં. ૨

શરીરો છે ઘડયાં કેવાં, અજબ કયાંની હશે માટી;
મોટા ઘરની અમો બૈરી, પકાવીશું નહિં બાટી. શરીરો
રાખી આપો હવે ભટ્ટા, તે પણ જોશે તદન લઠ્ઠા;
આપે ત્રણવાર રાંધીને, જમી ઉઠીશ મરડાતી. શરીરો
ભઇઓ મુજને બહુ ભાવે, ગોકુળ મથુરાં થકી આવે;
મને અચરજ બહુ લાગ્યું, ઘણી મજબુત છે લાઠી, શરીરો

માથાં ત્રણવાર મેં કુટયાં, ત્યારે તો શેઠજી ઉઠયા;
દિવસના પણ રહ્યાં ઉંઘે, કરે છે કામ સૌ ઘાટી. શરીરો.
મતારો છે પીટયો અવળો, નથી શું જાણતા વારૂ;
દિવસ દસ બારની ભીતર, એનું નાખીશ હું વાટી. શરીરો
ભણીશું વેલકમ જ્યારે, બનીશું ફ્રેનશી ત્યારે;
હીંડોળા ખાટ પર બેસી, દઈશું શેઠને દાટી.
ભત્રીજી તું ખરી ભોળી, માગી ખા લે હવે ઝોળી;
કહે જયરામ જોયું કે શ્રીખંડો શું રહ્યા ચાટી.

---

## અરબસ્તાની ચાબુક.

### યાને

### કન્યા વિક્રય નિષેધક. ખ્યાલ. ૭

જનુની તારી કોણ હતી. કમજાત પ્રગટ થઇ તું કયાંથી,
ચાબુક મારો છે કેવો આ, અવાજ સાંભળ કાન વતી.
ફક્ત એક બસ છે તુજને તું, નાનકડીછો તે માટે;
બીજો લાગે એક કદી તો, જવું પડે ગાંધી હાટે.

બીજીની માફક સાહેબ હું, માર નથી ખાવાવાલી,
તેમ છતાં જો ગડબડ કરશો, પસ્તાશો અમથા ખાલી.
લાલચનો છે બાપ જુગારી, બે હજાર રૂપીયા લઇને,
કસાઇને કન્યા આપી છે, જુવો ઘરે તેના જઇને,
નામતણું કંઇ કામ નથી, આ ખરી વાત કહું છું તમને,
નહિં તો પીટીયો વાટ ઘાટમાં, ગાળ દિયે છે તે અમને.
લાલચ મારી બેનપણી છે, એક સમય હું ત્યાં ગઇતી,
નખોદીયો કહેવાને લાગ્યો રાતે વહુ કોના થઇતી.
લાલચ બેન કશું નવ બોલી, બુટ બુટથી ત્યાં મારી.
છતાં બીચારી હાંડો લઇને, ગઇ ભરવા નળમાં વારી.
પીતાજીએ પૈસા લીધા છે, માટે સંકટ છે આવું.
ખબર પડી મુજને પાછળથી, વાત બધી કહી સમજાવું.
લાલચને ઘરમાં ગોંધીને, બીજી સાથ ગયો ફરવા.
બ્રાન્ડી પી બેહોશ થયોને, હાથ ઘસી લાગ્યો મરવા.
ઉપાય કીધા બેનપણીએ, ન હોત તો બચતે શાનો;
આ ઉપકાર ખરો બૈરીનો, પછી ગમે તેવું માનો.
સાવિત્રિ કહે સ્વામીનાથને, ચાબુક તો તેવી ખાશે,
બાપ કુકર્મી હોય જેમનો, જોવું કંઇ ન પડે વાંસે.
કન્યાદાન કરો છો પોતે, રૂપીયા દાન લેવા માટે,
રૂધીર માંસના વજન પ્રમાણે, સોનું તોળોછો કાંટે.

આર્ય ભુમીનો અંત આજથી, નક્કિ આવ્યો છે સમજો;
દીકરીયોનાં નાણાં લઇને, જુગારીઓ સાથે રમજો.
દાબી દુબી ભરો ત્રીજોરી, પછી ફળો તેનાં જોજો;
સટ્ટો પણ રમજો સૌ એમાં, બીજા પણ ઘરના ખોજો.
એમાંથી જો બચ્યો કદાપિ, રાંડો છે તુજને રડવા;
જો ન સાંપડયો એ પંજામાં, જાદુ મંત્ર જજો પઢવા.
કયા પાપનું આ ફલ છે તે, સમજ સમજ મનમાં ભાઈ;
રૂપીયા ઉપર હાથ ફીરાવો, એજ તમારી મરદાઇ.
પરવા હુમ રખતે ન કીસીકી, ઈશ્વર દેતા હય સબકું;
કીડીસેં કુંજર તક દેખો, ચીંતા બડી રહુત ઉનકું.
મહેનત કરકે પૈસા લેના, એહી બાત સબસેં અચ્છી;
જયરામ કવી યું કહુત ભયેકી, લીખી બાત હમને સચ્ચિ.

---

# ફાગણનો ફુલેકો.

## યાને

## પૈસાની ખુમારી ખ્યાલ ૮.

પૈસા તું તો પરમેશ્વર છે, પગે પડે છે સૌ તારા;
તું હોવાથી માન મળે છે, મુર્ખ છતાં લાગે પ્યારા.

વરઘોડામાં ગયાં અમો ત્યાં, અચરજ એક નવું દિઠું;
ચસમાંનો ચલકાટ હોય તો, માન મલે તેને મીઠું.
ઠાઠ માઠથી છત્રી ચોરે, તેને કહેતું કોઇ નથી;
ગરિબડો ટોપી ગોતે છે, મારી નાખ્યો બૂટવતી

પુલ તોરાને ગુલાબ અત્તર, પૈસા વાલાને દીધાં;
લૈયો છેડા જુવે સોનાના, ચલે જાવ કહે છે સીધાં.
નારીયેલની બે જોડી, પૈસાવાળો પામે છે ત્યાં;
ગરિબને કોઇ દાદ ન આપે, માગે તો કહે છે ચલ જા.

વરઘોડો તો ઢોલ અને, વાજીંત્રોથી બહુ ગાજે છે.
પણ એક વાતની ખામી દેખું, તે કારણુસર લાજે છે.
જ્ઞાતી બંધુ વાટ જુવે છે, નગર શેઠ છે મતવાલો;
વાડીમાં જમવાને જાશું શીરો છે અમને વહાલો.
ઘરમાં શેઠ ગયા પરણીને, તંબુ તુર્ત ગયો ત્રુટી;
શીરો તો સુકાઇ ગયોને, અમથા ઢોલ રહ્યા કુટી.
ગોવેકરણી રાંડ નચાવી, પૈસાનું પાણી કીધું;
ઝગમગાટ ઝુમ્મર પણ બાળ્યા, મુત્ર બળદનું અહિ પીધું

ધન તારામાં ધુળ પડીને, કમાઇ ગઇ સળગી તારી;
અત્તરની શીશી ઉલટાવી, ગુલાબની કીધી ખ્વારી.
દશ દશ ડબ્બા ઘીનાં ફુટે, લાપસડીનાં લાંપ બળે;
મીઠાઇથી મોઢાં જો ભાંગે, શોભા તમને તોજ મળે.

ભાઇબંધના ઘર આખાને, માંડવળાથી માંડીને;
બે ટાણાં જમવાને તેડો, નમતી રાખો દાંડીને.

લોકોના પૈસા લઇ લઇને, નામ લખી સૌના રાખ્યા;
આમંત્રણની વાટ જોઇને, દાળ ભાત ઘરનાં ચાખ્યાં

અપકિર્તિ થઇ આખા જગમાં, કયાં સુધી એ રહેવાની;
મોક્ષ એટલા ખોટા એવી, છુટ મલી ત્યાં કહેવાની.

વચન અમારા શ્રવણ કરિને, ગર્વ કહિ પણ કરશોમાં;
એક ઘડીનું બજાર છે આ, જશે કોણ જાણે તે કયાં.

શ્રીમંતો સૌ ગુરૂ કૃપાંથી, પત્ર અમારો સાચવશે;
જયરામ કવિને આશા છે કે, અવશ્ય સમ દ્રષ્ટિ કરશે.

---

# સીકકેદાર સોની.

યાને

## આસુરી સંપદા ખ્યાલ ૯.

સરમવગરના સ્વાદ ચાખ તું, દોરંગી આ દુનીયાનો,
બે બાજુથી ઢોલ વગાડે, કઇ રીતે તું તરવાનો.

કવડી કવડી જમા કરીને, પચાસ મેં પુરાં કીધાં;
લુંટારાનો ભય હોવાથી, કાગળીયા સાથે લીધા.
સરાફ મોટો સમજીને મેં, વ્યાજ તણી આશા રાખી;
મધનું ટીપું મેળવવામાં, મરી ગઇ પોતે માખી.

જોશીજી જોતીષ જુવોની, નાણા મળશે કે જાશે;
મુકયા ત્યારે કેમ ન પુછયું, મુંબાદેવી છે પાશે.
ચમડી ગઇ તો ભલે જવાદો, દમડી નવ ખરચી કયારે;
વઉથી છાના પૈસા ચોરી, લોટામાં રાખ્યા જયારે.

એક દીવસ સાસુડી મારી, મરચાં લેવાને ગઇતી;
કોથમરી ચોરીને લાવી, હડહડ પણ ઘરમાં થઇતી.
બે આના લઇ જાય બજારે, આનો એક બચાવે છે;
છતાં ચોરીયો ખુબ કરે છે, માટે લોક ડુબાવે છે.

મહારાજ કંઇ કરો તેમનું, આ લક્ષણ શું છે સારાં;
માથું કુટી રડી મરે છે, જતી નથી શ્રીજીદ્વારા.
જુગારીયોની સાથ રમીને, નાણાં બહુ ભેગાં કીધાં;
સટ્ટામાંથી મલ્યા પાંચસે, તે પણ મેં સાથે લીધાં.
કાતર લઈને ખીસા કાપ્યા, તેની દશ નોટો આવી;
બજારમાં જઇ તાળું ફોડયું, નવી લગાડી ને ચાવી.
બેંક વિષે બુડયા છો માટે, પાટી લઇ ફરજો કરમાં;
બે પૈસાની કરો મજુરી, મીઠાઇ લઇ ખાજો ઘરમાં.

અરધીના કંકુમાં તેં તો રૂપીઆ આઠ જમાવ્યા છે;
નાહ્યા ધોયા વગર કપાળે, જઇને ગંધ લગાવ્યા છે.
ભંગી ઢેડ અમો નવ જાણું. અરધી આપે તે સારો;
ન્યાય ચુકવે છે પરમેશ્વર, નક્કિ આ મનમાં ધારો.
સમજુ લોકો સોચ કરોમાં, નીતી ધર્મ ફરી પાળો;
અધીક તમોને દેશે એથી, પરમ કૃપાળુ છે વહાલો.
શ્રીમંતોકું કયા હય ઇસમેં, ગરીબકી ગરદન મારી;
હરામખોરી કીયા કીશીને, વો દુષ્ટોંકી બલીહારી.
હ્યાં પરસે તુમ મુકત ભયે, ઇનસાફ વહાંપર કયા હોગા;
ઉસકાભી કુછ ખ્યાલ કરો તુમ, કયસા લેકર મેં ભાગા.
જમા ખરચકી બુક બડી હય, બુરાઇ સબ લીખકર લેતા;
ગુન્હેગાર જૈસા જો હોવે, યોગ્ય દંડ વાંકુ દેતા.
કચ્છ માંડવી ગાંવ હમારા, દરવાની હમ વ્હાંપરકે;
બંબઇકી બસ્તીમેં આયા, પ્રખ્યાતી અપની કરકે.

# મઝેદાર મુરબ્બો.

## યાને

## પીચકારી મહોત્સવ–ખ્યાલ. ૧૦

ભાગ્ય ખુલ્યા છે ભાઈ આપણા, સુદ પુનમની છે હોળી;
ફાગણમાં બહુ મજા થાય છે, તે પૈકી કહું છું થોડી.
કૈક ઠેકાણે ઉલટી સુલટી, પીચકારી બહુ ફુટે છે;
કસ કસતી કસબી ચોળીનાં, બંધ બેવડા ત્રુટે છે.
સુંદર કપડા કબાટમાંથી, કામીનીયે શોધી કહાડયા;
અલંકારથી યુક્ત થઈને, આગળ પગ ભરવા માંડયા,
હોળી ખેલી આવેલી, બૈરીને લોક કહે છે શું
વર્ણન વાંચી ઘોર અંધારૂં, ટળી જવા ઇચ્છું છું હું.
કઇ ગોપીને કયો કાન તે, યથા યોગ્ય ઇશ્વર જાણે:
નીયમો સઘળા ત્યાગ કરીને, માથું કુટે છે પાણે.
જગદિશ્વરની પૂર્ણ કૃપા, થઇ છે નક્કિ એવું ધારૂં;
નહિતો સાઠ વરસની કેડે, પુત્ર અમો કયાંથી ભાળું.
ઇશ્વર જેવા ચરિત્ર અમને, પ્રથમ કરી કોઇ દેખાડો;
પછી આંખ મીચી મુરગાઓ, રાંડ રંગથી ભીંજાડો.
કોમડીયો કમજાત કુકર્મી, કને જાય છે શું કરવા;
નીશાન મારે છે તાકીને, પગે ગઇ તેને પડવા.

બે આખોથી જોઇ રહ્યો છે, પરણેલો પોતે માટી;
ધોળે દીવસે માંજર આવી, જશે ઠીકરાં સૌ ચાટી.
લાજ વગરની બૈરી લાગી, હોળીની ગમ્મત જોવા;
બાર માસના પાપ હતા તે, અનુક્રમે લાગી ધોવા.

બુરાનપુરી સેલો અમ્મર, કહો અમો કયાંથી લાવું
બે હાથે તાળી વાગે તો, લખ્યા પ્રમાણે પહેરાવું.
પડવાની પરસાદીમાં, લોકો સૌ રંગ ઉડાડે છે;
કચરો ગટર તણો ચુંથીને, કપડાં ખુબ બગાડે છે.

કૈક છોકરા બીભત્સની ત્યાં, મોટી ધુમ મચાવે છે;
શરમ વગરની સ્ત્રિયો હોય તે, સાંભળવાને આવે છે.
જા ભાગી કહેતામાં સામે, આવે છે હસતી રમતી;
વિવેકવંતી હોય તેમને, આવી વાત નથી ગમતી.

મુળ ધણીમાં હોય ન મીઠું, બઇરીમાં કયાંથી આવે;
સંખ્યાબંધ જુવો મુંબઇમાં, સ્રીયો ધણીને ધમકાવે.
પતિ બીચારા કર્મહીણ તે છતાં, સ્વભાવે પણ થંડા;
સ્રીઓ તેમની કાં ન કરે, વ્યભિચાર તણા પાછળ ધંધા.
કલજુગમેં યહ પ્રગટ ભયે, દ્વાપરમે ભી ગોકુલમેં થે;
કૃષ્ણ કનઇયા કહત ભયે જબ, ગૌવનકું ચરવાતે થે.
ગોપી જીતની હતી વહાંપર, પ્રગટ ભઇ સબ બંબઇમેં,
જયરામ કવીને ખ્યાલ બનાયા, ચતુર સમજ અપને મનમેં.

# ધી બેઝમે ગ્રેટ

## ન્યુ

## હીન્દુ હોટલ્સ લીમીટેડ—ખ્યાલ ૧૧

દુનીઆમાં આ નવું લાકડું, હોટલનું ક્યાંથી પેઠું,
ટેબલ ખુરશી પર બેસીને, જમી રહ્યાં છઇએ એઠું.
માત્ર વસ્તુની ટીપ જુઓ તો. સમક્ષમાં છે સુખદાઇ,
પંખો પાવરથી ચાલે છે, ન્યુ ફેશનની રૂસનાઈ,
આજુ બાજુ બે ખુરશીને, વચમાં ટેબલ માંડે છે,
ધન રાશીના હોય તેમને, તુર્ત ત્વરાથી રાંડે છે.
કોપ રકાબી કહ્યાં એટલે, પવિત્રતાની વાતજ શી,
ચારે ધામ કર્યા છે એણે, તરવેણી તીરથ કાશી.
સેતબંધ રામેશ્વરથી તે, હરદ્દવારની હદ સુધી,
જગન્નાથ જમખીંડી થઈને, આગલ પર ગઈ છે કુદી.
મુંબઇ બુડી મોજ શોખમાં, નખોદ કાઢંયુ છે નટવે,
ઘરમાં લોટ નથી ખાવાને, રૂપીયા બે તેને ખટવે.
હજામ આવ્યો હતો એક ત્યાં, શેઠ કહે ચલજા સાલા,
માંઝા ઉષ્ટા ગલાસ હોતા, ત્યાતચ તું પાની પ્યાલા.
પાણી પીવુંન ઘર વિચારણે, કોણુ ગાવચા હા ધંધા,
શેઠ હોઉનશી નાહવી બનલા, મુકટ ચાલલા જા સીધા.

શેઠ ધર્મમાં ચુસ્ત હતા પણ, ઇલાજ શું અહીંઆ વારૂ,
તે દાહાડેથી ચાહ પીવાનું, હોટલમાં માંડી વાળ્યું.
કચ્છી માડુ હતા બે જણા, ખુરશી પર આવી બેઠા,
જબાન પરથી સીદ્ધ થયું કે, વગર દોઢીયે છે પેઠા,
ગરમ કાયતે સાંધ અમાલા, પાવશેર પુરી આના,
પવે બટાટી પાતલ ભાજી, બે સીંગલ લાવો ચાહાના.
પૈસા ચાર હતી ખીસામાં બીલ થયું નવ આનાનું,
હોટલ વાલે બટન ઉતાર્યા, કામ કર્યું પસ્તાવાનું.
મુંબઇ વાલા થયા એટલે, ચાહ વિના તો નવ ચાલે,
બૈરીની બે ગાળો ખાશું, ભલે કરીને તે આલે.
ચલ જવાદે ફ્રેન્ચ પુલપર, દોસ્ત દારને મળવું છે;
ત્યારબાદ શંકરના દરશન કરી, તુર્ત અહીં ફરવું છે.
ઘોડા વાળો મનમાં સમજ્યો,શેઠ ગયા છે ફરવાને,
શેઠાણી પણ પહેરી ઓઢી, જુઓ જાગ છે ચરવાને.
મર્દ લોગભી કૈશે દેખો, છિપકે છિનાલી કરતે હય,
ઔરતભી ફીર એહી તનાશે, ગલી ગલીમે ગીરતી હય.
માલ પરાયા હોય કીસીકા, અપના કરકે માનોગે,
જયરામ કવી યું કહત ભયે, તુમભી વૈશે ફલ પાવોગે.

---

# દીલોજાન દોસ્ત

## યાને

## ઇશ્વર પાસે જીવની ફરીયાદ....ખ્યાલ ૧૨.

મનડું કહે છે પ્રભુ કને જઇ, શત્રુ પાંચ સતાવે છે,
મહારાજ કંઇ ઉપાય તેનો, આપ મગજમાં આવે છે.
પ્રથમ જીભને પુછયું ત્યારે, રસના શું કહેવા લાગી,
મનને ગમતી વસ્તુ સરવે, મુખથી હું લઉં છું માગી.
સ્વામી વાંક અમારો શું છે, બીજ બધું એ વાવે છે,
તાબેદાર અમો છું એના, એને કોણ સતાવે છે.
શ્રવણેંદ્રીયને કહ્યું પ્રભુએ, આ ફરીઆદી છે કેવી,
ફરજ બજાવું છું પોતની, શા માટે તસ્દિ લેવી.
નાક કહે છે સુણો પ્રભુજી, હું તો કંઈ કરતોજ નથી,
જે સ્થલમાં એ જાય અભાગી, દર્શાવું છું સર્વ ગતી.
મનને ભ્રષ્ટ થવાનું કારણ, આંખલડી કહીદે તારૂં,
નહિતો ફોડીસ તુર્ત તમોને, સંશય શું એમાં વારૂં.
મહારાજ મારે શું કરવું, ચંચલ છે એનીજ વૃતી,
દરશન જઇને નીત્ય કરે તો, મનાઇ મારી કંઇજ નથી.
ત્વચા કહે છે ઉન્મત થઇને, જયાં ત્યાં એજ ફીરાવે છે,
જ્ઞાન બતાવું છું હું તેનું, મારી ધૈર્ય મુકાવે છે.

અગ્નિમાં નાખે છે મુજને, બળી મરૂં છું હું પલમાં,
ઘોડા ગાડી તુર્ત ચલાવે, લગામ લેશો જો કરમાં.
બદમાસી મનની છે સરવે, ફરીયાદી આવ્યો કરવા,
તકસીરવાન ઠરે છે પોતે, આપો ઘઉં એને દળવા.

સખત કેદ નવ માસ તણી, ભોગવવી એમ કહ્યું જડજે,
કર્યા કર્મ સૌ ભોગવ અહિંયાં, પછી ખુશી સાથે ફરજે.
હુકમ અમલમાં લાવ નહિં તો, મળ્યા ભોગ તું જાણ ખરૂં,
પડીશ જઈને ચોરાશીમાં, કદિ ન હું પણ હાથ ધરૂં.

કશી ન પીડા ધરવી ન એની, સખત દંડ એને દેવો,
ભકિત નીત્ય પ્રભુની કરવી. અન્ય ગાર્ગને કાં સેવો.
હશે કોણ લાવ્યું અહિં મુજને, મન વિચાર કરવા લાગ્યું,
વેઠું છું સંકટ આ સરવે, વાગેલામાં છે વાગ્યું.

ભક્તિમાં કંઈ ભંગ પડયું છે, પરિણામ તેના આવ્યાં
ભૂલીશ નહિ હું કદી તમોને, વ્યાધીમાં સીદને લાવ્યાં.
ભવસાગરમેં બડા દુઃખ હય, કછુ ન લગતા અમઅચ્છા,
ભાગલીયાં સું કહતભએકી, તુહીં નાથ સબસે સચ્ચા.

---o---

# કંત્રી સ્મોકીંગનો કીતાબ

## યાને

## તલ્લક બીડી વિષે—કવાલી ૧૩.

પડી પાછળ જુવો કેવી, બીડી બદમાસ આ વારૂ,
તંબાકુના વ્યસનીયોની, પ્રસાદી છે નકી ધારૂં.–ટેક
ભોળા પણમાં ગયું ફાવી, કોણે તુજને અહીં લાવી,
કર્યાં છે ભ્રષ્ટ તેં અમને, નથી આ કૃત્ય કંઇ સારૂં.–પડી
વ્યસન કેવું હશે તેની, ખબર અમને પ્રથમ નહોતી,
તપાસીને જદા જોયું, ગયું ચમકી હૃદય મારૂં–પડી.
દીસે આંખો સદા રાતી, ગળું પણ જાયછે ફાટી,
બળે છે જીભ પણ અમથી, કઢાવ્યું કામ પરબારૂં–પડી.
ઓળખતો પણ નથી મુજને, ખરૂં કહું છું અલ્યા તુજને,
ખાંસી દમની બીમારીમાં, જીવન તારૂં બધું ગાળું–પડી.
નથી કંઇ સ્વાદ પણ સારો, અમસ્તી કાં મુને બાળો,
તદન ગઇ છું હવે હારી પ્રભુએ શું હશે ધાર્યું.–પડી.
બીડીનો નાદ છે જંગી, ન જાણે ઢેડ કે ભંગી,
જેની તેની એઠી જુઠી, પીયો છો શું ભલા માડુ.–પડી.
મધર એની મરાઠણ છે, સગી સીષ્ટર કમાઠણ તે,
જમે બેસી બધા ભાણે, તમોએ પણ હશે ભાળ્યું.–પડી

તપાસો તો પડે નજરે, માટે કહુ છું બીડી તજરે,
કવી જયરામના વચનો થકી, પદ મેળવો પ્યારૂં-પડી.

કવાલી

બીડી અમને બધી વાતે, પીડામાંથી મુકાવે છે,
અમો પીતા નથી જો કે, બગાસા ખુબ આવે છે.-પડી
જરા ધીમા રહો ભાઇ, કલેજું પણ જશે ખાઇ;
દેખાશે આંખથી ઝાંખું, ન ગાતાં કંઇજ ફાવે છે.-બીડી.
ધુમાડો નીકળે જયારે, કહે છે શું મુખે ત્યારે,
બીડી પીનાર પોતાના, બદનને પણ બગાડે છે. બીડી.
બીડીનું નામ છે મોટું, ભલે લાગે જરા ખોટું,
શરીર સુધરી જશે ત્યારે, મજા કેવી ઉડાવે છે.-બીડી.
વચન મારા કદી પાળો, બીડીને બુટથી મારો;
કહે જયરામ તો અમને, બડો સંતોષ આવે છે.-બીડી.

———oo———

# જમાનાની જોગણ

## યાને

## પરમેશ્વરની પુતલી—કવાલી ૧૪.

વિષય લંપટ થયા લોકો, ઉત્પન દુઃખ પણ થયું ત્યારે,
ન જાણે બેન કે બૈરી, સરીખું સર્વને ભાળે. ટેક૦

સુંદર મુખ રાંડનું દેખી, કરો છો શું રહ્યા શેખી;
રઝડતું કુતરૂં આવે, કદાપી ના નહિ પાડે વિષય.

જમાનાના અરે લોકો, એમાં શું સ્વાદ છે નોખો,
મુકી દઇ રોટલી ઘરની, મીઠાઈ કાં જમો બહારે. વિષય.

પ્રથમ બહુ લાગશે મીઠી, પછી ગમશે નહિં દિઠી,
એમાંથી ભુખ નહિં ભાંગે, તેને તજશો તમો કયારે, વિષય.

દશાપણુ થાય છે કેવી, મુખે કહી ના શકું તેવી,
દુકાને લાગશે તાળા, નોટીસો આવશે જ્યારે. વિષય.

રમે છે રંગ પણ રાતે, ચાવે છે ગાલને દાંતે,
ભરાયું પેટ શું તેથી, પોતીકું ધર્મ કાં હારે. વિષય.

જુવે છે પુત્ર આ નીતી, વગાડે છે મુખે સીટી,
તેને કહો છો અલ્યા ચુપકર, પેઢી એકવિશને તારે. વિષય,

બૈરી વિધવા તુરત થાશે, નાણાં સૌ કુતરાં ખાશે,
નરકનું દ્વાર છે ખુલ્લું, થશો દુઃખીયા બહુ ભારે. વિષય.

તમારો ત્યાં ગુન્હો ઠરશે, કઢાઇ તેલની ચઢશે,
તળે છે જેમ ભજીયાને, તેવી રીતે તુને બાળે. વિષય.

નથી પુઈબા તણું ખેતર, સમજ મનમાં અરે મીંતર,
કહે જયરામ એ મુરખ, જતો ના રાંડને દ્વારે. વિષય.

( દાસપરે દયા લાવો ) એ રાગ. ૨.

જોઈ રૂપાળી તું નારીરે. મોહિસમાં પ્યારા જોઇ રૂપાળી તું નારી,
હોઠ લાલ ને ગાલ ગુલાબી, પગમાં પહેરે કડલાં કાંબી,
વાજ્યું નખોદ ઝાંઝરના, ઝમકારે ભારિરે. મોહિસમાં.

આંખો બે એની અણીઆળી, જગત લોક વસ છે કરનારી,
ભ્રકુટી બાણુ સખા તુજ માટે, રહી છે ધારિરે. મોહિસમાં.

પીન પયોધર જો પરખાયા, મર્દ મુછાળા કૈ લલચાયા,
એ ચંડાલણીયે જન કૈક, નખાવ્યા મારિરે. મોહિસમાં.

વિસનખી વસમી છે ભારે, વજ્ર હોય તેને પણ ગાળે,
વગર મોતથી મરી, જવાની પાળિરે. મોહિસમાં.

પ્રથમ પરિનું રૂપ બતાવે, હિંમ્મત છેવટ સર્વ હઠાવે,
નથી એ અચલ તમારી, ભાઇઓ પ્યારીરે. મોહિસમાં.

જયરામ જગતને કહી સમઝાવે, માનવ દેહ ફરી નહિ આવે.
પડેલા જનો તણી થઇ છે, ખ્વારિ ખ્વારિરે. મોહિસમાં.

——oo——

# પતિ સેવાની પદ્ધતિ

## યાને

## સ્ત્રીઓનું કર્તવ્ય. ૧૫.

રાગ પુનમ ચાંદનીનો ગરબો.

બેની માત પીતાએ, સોંપ્યો તેજ ધણી ખરોરે,
બીજા બધા જાણવાં, પુરૂષો તે પાષાણ,
સહીયર પતી એજ પરમેશ્વર છે સંસારમારે.

સાખી

વશ તેને વર્તિ રહો, સાચો એજ ઉપાય,
ધારણ આ વૃતને કરે, તે શાણી કહેવાય.
કારણ વગર જવું નહીં, બહાર કદી ઘરમાં થકીરે,
એથી ઘટે આપણો માન અને મરજાદ-સહીયર.
કામકાજ ઘરના સહુ, કરવા તુર્ત તમામ,
દરિદ્રતા નવ રાખવી, સફળ થશે સૌ કામ.
કુલટા સ્ત્રીની સાથે, વાત વિગત કરવી નહિરે,
બકવું નહિ છીદ્ર, ઘરમાનું તે પણ કયાંય-સહીયર.
ધર્મ પત્નિએ ઉઠવું, ઉદય થતાંની વાર,
જળ ઉનું મુકયા પછી, સ્વચ્છ કરો ઘરબાર.

હાજર રહી સમયસર, નવરાવો શુભ રીતથીરે,
કરવી સામગ્રી પુજાની, સહુ તૈયાર.—સહીયર.
ભાત ભાતનાં ભોજનો, સમય સમય અનુસાર,
વિવિધ રચેલા રાયતા, દહિં દુધ ઘૃત સાર,
પીરસો પાપડ ભજીયા, વડા તળેલા તેલથીરે,
કેરી લીંબુ હળદી, ગુંદા ગરમર સાર—સહીયર.
પીરસો બેસી પાસમાં, કલેશ કરો સૌ દૂર,
એ રીતે જે વર્તશે, બેન ખરી બહાદૂર;
બીડા પાન સોપારી, દે પંખો કરમાં ધરીરે;
પ્રીતે પવન કરો તો, પતિ પ્રસન્નજ થાય—સહીયર.
પતિ સેવાની પદ્ધતિ, પ્રગટ કરી આ ઠાર,
પ્રીતે વાંચે પ્રેમદા, તો સુધરે સંસાર;
માટે કૃપા કરીને વાંચો, જનુની પ્રીતથીરે;
એવા સત્ય વચન શુભ, કથન કરે જયરામ—સહીયર.

---

# છક્કો પંજો

## યાને

## જુગાર વિષે ખ્યાલ ૧૬.

ઉફ્ટમાર કોઇ ચાર જણા, મનમાં વિચાર કરવા લાગ્યા;
દિવસ છુટીનો ઠીક આજ છે, સ્ટેન્ડર દસ તો છે વાગ્યા.
કેમ દોસ્ત કંઇ હોય ખીસામાં, તો જુગાર આપણ રમિયે;
વગર મફતના શું બેઠા છો, હોટલમાં ચાલો જમિયે.
બટનલાલ કહે બશો રૂપૈયા, જીત્યો છું સટ્ટામાંથી;
કપટલાલ કાવતરાંખોરે, કાઢયાં દસ ટોપીમાંથી.
ચોથા જણની તપાસ કરતાં, મુદ્દલ કંઇ ન મળે પાસે;
છેવટ હારી જશે એટલે, લીલામ બૈરીનું થાશે.
બહાદુર બિલ્ડીંગ પાંચ માળપર, જુગાર રમવાને બેઠાં;
અવાજ કાને પડયો એટલે, સીપાઇ ત્રણ આવ્યા હેઠાં.
દેખો દેખો દૌલતખાં, કયા અવાજ હાંપર આતા હય;
જુગારીયોંકા ખેલ હોયગા, બેશક માલુમ પડતા હય.
હરિઆખાંએ બધા દોસ્તને, મુશ્કે ટાટ લીધા બાંધી;
પૈસા ટક્કા કબ્જ કરીને, કચાટ ઉપર મેલી કાંડી;
નબ્હુરા મ્હણુતો નબ્હુરિલાકી, ખર સાંગ તુ કોણાચી;
હમ અસેલ તર આહે તુઝીમી, નસેલ તર મગ દુસર્યાચી.

બાપ કહે છે જુવો છોકરાં, જુગારીયોની આ ટોળી;
આ અન્દાજ ઉપરથી બીજાં, પંદર જણ આવ્યા દોડી.
વાટે જાતાં વટેમાર્ગુએ, ઉભીને પુછે છે શું;
ત્રણ પુરૂષ સાથે છે તારી; તે પૈકી કોની છે તું.
નીચું મોઢું કરી બીચારી, રસ્તામાં રડવા લાગી;
ઉફ્ટ મારની આ અબળાએ, પ્રાણ તુરત દિધાં ત્યાગી.
જામીન લીધા ચાર જણાના, લાજ આબરૂ પણ ખોઇ;
બેડી નાંખી બટનલાલને, લોક રહ્યા સામું જોઇ.
બટનલાલની આ કીરતી, જન મંડલમાં જાહેર થઈ;
વેપારી જપતી લઇ આવ્યા, દુકાનની પણ લાજ ગઇ.
ત્રીજોરીયોના માલીક થઇને, જુગારીયો સાથે રમશે;
વીસ લાખની દૌલતમાંથી, પાંચ લાખ ભાગ્યે રહેશે.
ડાહ્યા છે ડાહ્યો છે કહીને, રૂધીર પીયે છે સૌ તારૂં;
મુરખ મનમાં નથી સમજતો, શું દુનીયામાં છે મારૂં.
ખ્યાલ કવ્વાલી અજબ રંગના, કહો ભાઇ તે કયાં મળશે;
સોલ અંક સંપૂર્ણ તણા, રચનાર કવી ભાગલીયા છે.

---

# તેજસ્વિ તારૂણી

## યાને

## મુંબઇનો મશ્કરો ખ્યાલ ૧૭.

શું ચટકો લાગ્યો છે તમને, નીત્ય ઉઠી જાવું બહારે;
હું અહીંયાં શું રહું એકલી, એજ પુછવું છે મારે.
વેપારિયોની સોબત મુકી, હરામીઓ સાથે ફરવું;
એમાંથી શું ઠીક થશે કે, તે વિચાર પહેલે કરવું.
મુંબઈમાં આવ્યો છું ત્યાંથી, પાપ નડયા મુજને વહાલી;
રકમબંધ પૈસો આવે, તે છતાં રહે ખીશા ખાલી.
મુવા પીટીયા જા અહિંયાંથી, બેન મરી ગઇ શું તારી;
ગાળ સાંખવી પડે અહરનીશ, ખોડ જાય છે કયાં મારી.
દૃષ્ટિથી હું પાપ કરૂં છું, વખતે જો જાશે ફુટી;
મારગમાંથી પડિસ ગટરમાં, જશે લોક મુજને લુંટી.
ઇશ્વર પાસે જઇશ તેવારે, શું તેવણ છોડી દેશે;
ગુન્હેગાર જાણીને મુજને, શીક્ષા ચારગણી કરશે,
ખોટા કર્મ કરોછો પોતે, જયાં ત્યાં સળગી ઉઠે છે;
હાય મુઠો કહીને મુખમાંથી, શીર પોતાનું કુટે છે.
કયા કુદરતકી ખુબી દેખો, જૌન પાપ યહ કરતે હુય.
અનાજ ખાનેકું નહિ મીલતા, ઝુર ઝુરકે સબ મરતે હુય.

છકકે પંજે કે પીછે યહુ, નવા અંક ભાગલીયોંકા;
તરેહવાર સબ બને હુવે, કયા હુકમ દેખલો માલીકકા.

**કવાલી.**

અરે જોશી જરા જોની, અમારા કર્મ છે કેવા;
રડું છું રાતને દહાડી, બજ્યા પીટયાજ આ હેવા.
જુવોની હાથ આ મારો, ઝંખુ દિન રાત હું ધ્યારો;
મળે કયાંથી કહો તેવા, અમારા કર્મ છે કેવા.
તમો આવ્યા ભલે ભાઇ, બતાવો માર્ગ સુખદાઇ;
કરિશ હું આપની સેવા, અમારા કર્મ છે કેવા,
કહે જોશી અલી બાઇ, તમારી ભૂલ સપડાઇ;
વીધીના અંક છે એવા, અમારા કર્મ છે કેવા.
સુખે જયરામ ભજ તેને, વરિછે રાધીકા જેને;
મીઠાં છે શેરડી જેવા, અમારા કર્મ છે કેવા,

---

# ઇશ્કી ટટ્ટુ,

## યાને

## ફુલ ડ્રેસની ફીશીયારી ખ્યાલ ૧૮.

ધર્મ ગયો ડુબી જગમાંથી, હવે રહી આશા શાની;
બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય વગેરે, એક સરિખાં સૌ પ્રાણી,

કેશ રૂપાળા થયાં એટલે, મુખ દર્પણમાં ભાળે છે;
હજામની ખુરશીપર બેસી, પુન્ય પોતાના બાળે છે.
હતાં એજ કપડાં કે બીજાં, સોગંદ દઇ પુછો એને;
નહિં તો બૈરિ મરી જવાની, એમ કહો મુખથી તેને.
બાપ મુવો તો મરિ જવાદો, બૈરિ તો કાયમ છેને;
ખુશી થશું દેખીને મોઢું, વિચાર ઉપજ્યા છે જેને.
હજામના અડકેલા છાંટા, સૌ કપડાપર ઉડે છે;
જમવા આવ્યો ઘેર એટલે, ત્રણ ત્રણ ગજ ત્યાં કુદે છે.
કેમ અલી છે વાર કેટલી, રસોઇને સાચું કહેની;
ટાઇમ લેટ થઇ ગયો અમારો, પીરસી તું મુજને દેની.
જલથી મોઢું સાફ કરીને, ભાણા પર જમવા બેઠાં;
કુક્કર જેવા આ લોકોને, કપડા શું નડશે એઠાં.
પટ્ટી ખાવા ગયો એટલે, ઢેડાએ મકકો માર્યો;
ઘાટી છે ઘાટી છે કહિને, આગળ પર વધતો ચાલ્યો.
વાત કરે છે સફાઇની પણ, ચપટી ધુળ ભરો મોંમાં;
ભુંડણના પેટે જનમેલા, રાંક બનીને તું રોમાં.
સ્નાન કરો કાશીમેં જાકે, પ્રયાગમેં કછુ પુન્ય કરો;
જમુના પાન કરો મથુરાંમે, પીછે હ્યાં પર પાંઉ ધરો.
ચલા જાયગા નંગા હોકે, વહાંપરભી ઐસી જુત્તી;
ભાગલીચોંકા કહેના માનો, એહિ હમારી હય ડયુટી.

## કવાલી.

અજાયબ આ બધાં ખેલો, જોવામાં આજ આવે છે;
પોતાના બાપદાદાની, લોકો લજ્યા ગુમાવે છે,
પહેરે મલમલ તણી ધોતી, સ્ત્રીઓ જ્યાં ત્યાં રહે રોતી;
ચુલામાં આગના વાંધા, જોવામાં આજ આવે છે.
પ્રથમ ગાયો તણા દરશન, કરી લોકો થતાં પરસન;
તેના બદલે જબર ઘોડા, જોવામાં આજ આવે છે.
ઉછીના લઇ જતાં રૂપીયા, આપ્યા કેડે થતાં સુખીયા;
દાનત ખોટી કરે તેવા, જોવામાં આજ આવે છે.
વરસ ચાલીસનું દેણું, ચુકવતાં છોકરા તેનું;
હાથે લઇને બુડવનારા, જોવામાં આજ આવે છે.
લાખો રૂપીયા છતાં પાગલ, દિઠાં કોઇએ હતાં આગલ;
પોતાનું પેટ ભરનારા, જોવામાં આજ આવે છે.
જેવી દાનત તેવી બરકત, કરિશ જયરામ નહિં હરકત;
ઉંધે માથે લટકનારા, જોવામાં આજ આવે છે.

---

# તાબેદારનો તમાસો

## યાને

## હલકા નોકરની હલ્લાકી ૧૯.

### મહેતો મ્હેતાણીને કહે છે—કવાલી.

મજુરી સખ્ત છે મારી, છતાં પુરૂં નથી પડતું;
મંડયો છું રાતને દહાડી, છતાં પુરૂં નથી પડતું.
અભાગી શેઠ છે મારો, ગરિબની ઘાત કરનારો;
રૂપૈયા વિસ આપે છે. છતાં પુરૂં નથી પડતું.
કદર મુદ્દલ નથી કરતો. વળી જ્યાં ત્યાં દિસે ફરતો;
ખાદિના વસ્ત્ર પહેરૂં છું, છતાં પુરૂં નથી પડતું.
તું પણ તેવીજ છો પ્યારી, ગયો અમથો નથી હારી;
પરોણો એક જો આવે, છતાં પુરૂં નથી પડતું.
કથન કરતો નથી હમણાં, કરિશ નુકશાન તું બમણા;
સબુરીના ફળો મીઠાં, છતાં પુરૂં નથી પડતું.
નગર મુંબઇતણા વાસી, રૂપૈયાથી ગયા ત્રાસી;
કમાવે છે બસો લગભગ, છતાં પુરૂં નથી પડતું.
સ્વતંત્ર વર્ગ છે સુખીયા, બીજા જાણો બધા દુઃખીયા;
લખી જયરામ બતલાવે, છતાં પુરૂં નથી પડતું.

## શેઠ નોકરને કહે છે-કવાલી ૨.

ફેરવશો જો કદી માથું, રજા આપીશ હું તમને;
તમો ભાગી જશો તેની, કશી પરવા નથી અમને.
ઉંઘી ઉંઘી તમો આવો, બીડી પીવા પછી ધાવો;
વાગ્યા દશ કે જવું જમવા, રજા આપીશ હું તમને.
ફરિ બે વાગશે જ્યારે, રખડતા આવશો ત્યારે;
એવું અમને નહીં ચાલે, રજા આપીશ હું તમને.
કલમ પણ કયાં અરે નાંખી, જુઓ આ દોતમાં માખી;
ન જાણું છો તમો કેવા, રજા આપીશ હું તમને.
શેઠાણી જાય છે તે કયાં, પુછી આવો તમો જઈ ત્યાં;
ખુલાસો તુર્ત લઇ આવો, રજા આપીશ હું તમને.
શેઠાણી જો પેલી આવી, મંગાવે છે દેખું ચાવી;
નવા ઘડીઆલ પર ટાંગી, રજા આપીશ હું તમને.
દિવાળીના દિવસ આવ્યા, નવીન રંગો નથી લાવ્યા;
ફજેતી થાય છે મારી, રજા આપીશ હું તમને.
અમો છું શેઠીયા , સ્વફારથ સાધીયે તેવા;
નોકરની દાદ નવ લઇએ, રજા આપીશ હું તમને.
ઝાડુ કાઢી તમો નાખો, બીછાના પણ કરી રાખો;
ભાગલીયા શું કહે છે જો, રજા આપીશ હું તમને.

---

# કચ્છી કાવ્ય

## યાને

## વિયોગી સ્ત્રી ૨૦

રાગ ડેઉચે આઉં ન છડીયાં તલવાર.

આઉં દુખી અઇઆં દિલદાર,
દુઃખી અઇઆં દિલદાર, સાંઇઆં મુંઝો બેડો લંઘાય દે પાર. ટેક.
નિંઢપણુમેં માં મરિ સુતિને, પેએ પણુ આય લાચાર. આઉં.
ઝીવ ઝોરાઇએં કઢી વિઝાંકી, જમ ડીયન ઝોડેંઝી માર. આઉં.
સારેંમેં પણુ નાંય ડીંઘલ કોય, માનીઝો ક્રીડતાર. આઉં.
ઉપાય મુંઝા ભીળે થકાઆંઉં, મુઇસ હાંણેં તાં ઠાર. આઉં.
જયરામ ચએ મુંઝા પ્રાણવલ્લભ, તોઝી લીલા અપરમપાર.આઉં.

---

## ઇશ્વર પાસેથી માગેલી મદદ.

રાગ કચ્છી કાફી.

વાલીડા મુંઝી વારે ચઢીને અચો.
અઇઆં અપરાધી તોઝોની સચો, વાલીડા મુંઝી વારે
ચઢીને અચો. ટેક.

કર્મ કુડા ઝીકી મુંકયા હુંધા, તેંઓ ભીડંધો કયાંથી તાં પતો
વાલીડા.
સુખમેં સઇયારો આય ભીણીઓ, પણ દુઃખઓ બેલી ના બચો.
વાલીડા.
આપેંઝી શીક્ષા ડીણમેં મુંઝાનાથ,નઇએં તું તાં કીં કચો.વાલીડા.
જયરામ ચએ આઉં સરણે થીયાતો, મનમેં કુલાયતા પચો..
વાલીડા.

---

## ઇશ્વરે આપેલી ભકતને શાબાશી

રાગ ઉપર પ્રમાણે.

જીવલડાં આઉં વિસરિ વિના કીં તોકે.
વિસરિ વિના કીં તોકે, જીવલડા આઉં વિસરિ વિના
કીં તોકે, ટેક.
હિરંધે ફિરંધે મુંઓ નાલો ગીનેતો, તું મનઓ મંધીયડો રોકે.
જીવલડા.
પંઢઝા નીયમ ભીજે સાચવિયેં તો હી, સરિર ભલેં તો સુકે.
જીવલડા.
પ્રેમ તોઓ આઉં ઠીક ડીસાંતો, દુનીયાંમેં રોતું સુખે જીવલડા.
જયરામ ગુણ નીત્ય ગાય મુંઝાતો,ન્યારો કથપણ ઇ કીંયતો ચુકે.
જીવલડા.

# વેંધીરો હ્યાનું

## તોઝો

## કીં કમ નાંય ૨૧

કચ્છી કવાલી.

લગો આંસે મુંઝો નેડો, રખડંધી કો છડે ડયોતા;
નમુંનું તાં ઝરા ન્યાર્યો, રખડંધી કો છડે ડયોતા.
દેખાડયો ખોડકે ખાપણુ, ખવાણી આયકીં થાપણુ;
ગરિબ ઘરઝી અઈઆં બેટી, રખડંધી કો છડે ડયોતા.
અગરઝો પાપ હી નડંધા, વિઘર મોતે કિતક મરંધા;
સુણોતા ગાલ હી મુંઝી, રખડંધી કો છડે ડયોતા.
અસીં ઝેડયું અઇંયું તેડયું, કરજ આંઝો વિઠા ફેડયું;
વિયાણી નાંય માં કેંઝી, રખડંધી કો છડે ડયોતા.
નતાં ખ્યોં દુધ ઘી સક્કર, નતા માર્યું કીતે ચક્કર;
ભીગાડયું કીં નતા આંઝો, રખડંધી કો છડે ડયોતા.
સુંવાળી આય કેર એડી, ફીરે પૈ રાતડીં ભેડી;
ડયા કિતાં ઝરા આણ્યો, રખડંધી કો છડે ડયોતા.
વિચાડો પે મુંઝો ભોરો, ડીસી આંકે વિઠે ધોડયો;
મીઠેવોણી મુંઝી બાઇ, રખડંધી કો છડે ડયોતા.

બરોબર આય હી અરજી, ખરિ સાહેબઝી મરઝી,
જોશી જીકે પુછી ન્યાર્યો, રખડંધી કો છડે ડયોતા.

### કવાલી.

કસુંબો લાલ પેહેરેને, સીધી વાટે સટકધીંસે;
દર્શણ ઝો નાં ગીની આઉં, સીધી વાટે સટકધીંસે.
મીડે કોઇ માર્ગમેં, માડુ, ભલે કઢંધો હુવે ઝાડુ;
પસંદ આવ્યો કદી મનકે, સીધી વાટે સટકધીંસે.
રખું મુદ્દલ નતાં ખટકો, પેની પગઝો કયું લટકો;
પછાડે બ્રહ્મચારીકે, સીધી વાટે સટકધીંસે.
વિચાડા કૈકતાં વાંઢા, ડીસીને પોનતા માંધા;
ગીનીને ઝીવ કૈકેંઝા, સીધી વાટે સટકધીંસે.
પસંદ કરીયું અસી ઝેંકે, કરેડયું ન્યાલ પણ તેં કે,
ઇચ્છા પુરણ કરે ડઇને, સીધી વાટે સટકધીંસે.
સુણીને હી અજબ લીલા, રખે મનઝા થીયો ઢીલા;
ભાગલીએં કે કુરો સુતક, સીધી વાટે સટકધીંસે.

# જંગલની જડી બુટ્ટી

## યાને

## વૈરાગ્યનો અરીસો—ખ્યાલ ૨૨.

ઇશ્વરની છે પાસ અંધારૂં, એમ અલ્યા તું લેખે છે;
પણ તેતો સૌ કર્મ તમારા, ગુપ્ત નજરથી દેખે છે.

પ્રજા હાલની નવી જુવો તો, અધમ કૃત્ય આચરનારી;
છેતરવું આદી કર્મોથી, દ્રવ્ય પરાયું હરનારી.

પુસ્કળ મોહ અને મમતા પણ, મુખનું નુર ઉતારે છે;
જે વસ્તુપર ઘણો પ્રેમ તે, કુદરત નાશ પમાડે છે.

વૃદ્ધ થયા તે છતાં વિષયપર હજુ, બડી દેખું મમતા;
કુલીન સ્ત્રીયોનો ત્યાગ કરિને, ઠેક ઠેકાણે છો ભમતા.

ત્રણ કલાકથી વાટ જોઉં છું, ગઇતી રાંડ કહીદે કયાં;
નહિં તો તારી આજોડાથી, મુંડ રંગી નાખું છું હ્યાં.

સ્ત્રીયે કહ્યું કે જા જા મૂરખ, મારનાર સૌ મરિ ગયા;
લક્ષણુ હું જાણું છું તારા, રખે જતો ભુલીને કયાં.

પરમેશ્વરની પૂર્ણ કૃપાથી, બુટ્ટી પ્રાપ્ત થઇ જયારે;
ભાગલીયાએ સર્વ હકીકત, લખી બતાવી છે ત્યારે.

## ઉતર કવાલી.

મલી ઉસ્તાદ તું મુજને, બચ્યો તેથીજ હું પ્યારી;
નહીં તો ધર્મનાં સોગંદ, ન મુકત પારકી નારી,

પીતા કાયમ હતા જ્યારે, રખડતો હું હતો બહારે;
ખોટી આદત પડી મુજને, કીધી પૈસા તણી ખ્વારી.

ગયાતા રાંડ લઈ ભાગી, ઠોકર કેવી જુવો લાગી;
મને મળતી નથી મુદ્દલ, વરસમાં એક બી સાડી.

હોટલમાં સર્વ કોઇ પેઠા, પાણી પીવા મંડયા એઠાં;
ગંગા જમુના સોડાવાટર, લીંબુ લાગ્યા સુખાકારી.

ભંગી ને ઢેડ અલબેલા, મારે છે લોકને ઠેલા;
વગર નાહ્યા ધુસે ઘરમાં, વટલવાની બધી પાલી.

અલી રહી જા હવે છાની, વચન મારૂં જરા માની;
બતાવ્યો તેં મુને રસ્તો, હું પણ એથી ગયો હારી.

બાવીસે અંક છે કેવા, અમુલ્ય રત્નની જેવા;
કહે જયરામ સૌ વાંચો, ભલામણ એજ છે મારી.

——:o:——

# બહાદુર બગીચો

## યાને

## કરતાની ખુશીનો ઉદ્દગાર-કવાલી ૨૩.

બન્યો છે શું બગીચો આ, જુવો બહાદુર જન કેવો;
લુંટો લુંટો અરે લોકો, સમય નહિ આવશે એવો.
લીંબુ દાડમ સફરચનના, રૂપાળા વૃક્ષ છે જેમાં;
શીતળ છાયા તણો અમને, જગતને લાભ છે દેવો.
કરણમાં શબ્દ જો જાસે, પરિશ્રમ દૂર સૌ થાશે.
એવી એમાં રહી બુટ્ટી, લીલોછમ દ્રાક્ષનો મેવો.
દ્રુમોપર પુષ્પ છે કેવા, હરણ દુઃખનું કરે તેવા.
સુગંધી છે જેની રૂડી, ખુશી સાથે તમો સેવો.
હશે જન જે બહુ રૂડા, બનીને વૃક્ષ પર સુડા;
કહે જયરામ ફળ ખાશે, જેને સુભ સ્વાદ છે લેવો.

## શર્ણે કોની જશો ! ઈશ્વરની.

કવાલી.

અવિનાશી વીના મારે, શરણુ કોની જવું ભાઇ;
પ્રકાશીને રહ્યો પોતે, સ્થળ સર્વત્રની માંહીં;
ઘડી પલમાં હસાવે છે, ઘડી પલમાં રડાવે છે.
એવી સત્તા રહી જેમાં, ગુણો તેના રહું ગાઇ

પડું છું દુઃખમાં જ્યારે, કરૂં છું યાદ હું ત્યારે.
મુકાવે છે પીડામાંથી, એવી જેની પ્રભુતાઇ.
ન જાણું હું કશી ભકતી, પ્રબલ એની બધી શકતિ
પ્રસંગોથી બચાવે છે, અમો તેને રહ્યા ચાહી.
પ્રતાપી નામ છે જેનું, સ્મરણ કરતું અલ્યા તેનું.
કહે જયરામ તો તમને, જશે ભુલી ન તે કયાંહી.

---

# મસ્તાની મંકોડો

## યાને

## ધણી ધણીયાણીનો સંવાદ. કચ્છી કવાલી ૨૪.

### બાયડી ન હુવે ત પુઠીયા છાજીયા કેર ગીને.

વરેં સઠઝા અરે ડોસલ, બૈયર તોકે ખપે કોતી;
ડીસીગીન હી તોઝા લકડા, બૈયર તોકે ખપે કોતી.
ડીસાઝે પણ નતો આંકે, મરોતા કો વીઠા નાકે;
પુતર કેઝાં કેંઝયું ધીરૂં, બૈયર તોકે ખપે કોતી.
પુતર પુઠીયા થીંધે વોડા, મારીંધે મુન્નઝા ઝોડા;
ન થીંધો શ્રાધ કે છમછર, બૈયર તોકે ખપે કોતી.
તું પણ મનમે વીઠો જાણે, હડા મુંઝા થકા હાણેં;
સંધુકેઝી ફકત ખોટી, બૈયર તોકે ખપે કોતી.

પુતર નોં ચોનતા મરમર, થીયે તો કો વીઠો હુડહુડ;
જમ કઢંધે ઝલે ચોટી, ભૈયર તોકે ખપે કોતી.
હલઇ વેંધી ઉનઇ ઘડીયેં, ભરત બેંઝા વીઠો ભરીયે;
વરેં બીંઝે પુતર સોતી, ભૈયર તોકે ખપે કોતી.
દયા ઈંધી તોઝી ઝેંકે કરે ગીન યાદ તું તેંકે;
સુણો જયરામઝી પોથી, ભૈયર તોકે ખપે કોતી.

## વોય મુડી ઇનમેંસે કુઇ મોથ માર્યો

### કવાલી.

ડીયે ઝેડો વીઠી સમઝાં, જણાયો નાંય મુંકેંકે;
ડીઠા આંઝા મીડે લક્ષણ, મુઠો ડીંધા હાણે બેંકે.
ચોણું પયતો વરી પાછો, ચડાયોતા કુરો ડાચો;
લગેતી આગ હીન ધીલમેં, જણાયો નાય મુંકેંકે.
અક્લ વઈસે કીતે આંઝી, પીયું ઘરમેં અસીં કાંઝી;
રનેકે રોજ પુર્યોતા, જણાયો નાય મુંકેંકે.
રનેમ્યાંથી અચો મોડા, અસી મુનઝા ડીયું ઝોડા;
ખીલેવારા અગર સાદા, જણાયો નાય મુંકેંકે.
બાડુડી ને વરી ત્રાંસી, તેંકે ચવતા વીઠા ખાસી;
ગોઝારી આયસે કેડી, જણાયો નાય મુંકેંકે.
મુકે મુદ્દઘલ મકીં ડીઝા, ઠારે ઠારે વીઠા પીઝા;
જોશી જયરામ ઈં ચયતો, જણાયો નાય મુંકેંકે.

# રીઝવર્ડ રામબાણુ

## યાને

## મુંબઇની કમાણી વિષે. કવાલી ૨૫

કમાણી અર્ધ મુંબઇની; પ્રલય એમાંજ થઇ દેખું;
દેશી ભાઈયો તરફ જોતાં, ચાલુ ફેશન પ્રથમ લેખું.
દાનત ખોટી હુશે જેની, મુંબઇમાં છે મજા તેની;
ગોરસ અરધું અરધ પાણી, પ્રલય એમાંજ થઇ દેખું.
છીયે ઘરના અમો સુખીયા, લાવો મુકો અહીં રૂપીયા;
દીવાળું તુર્ત કાઢે છે, પ્રલય એમાંજ થઇ દેખુ.
બળદ ઉપર દયા રાખો, જુવો તેની જરા આંખો;
વછુટે છે કેવાં નીરો, પ્રલય એમાંજ થઈ દેખું.
પરાઇ ચીજ જો હરસો, ભુંડે હાલે છેવટ મરસો;
હજુ સુખ છે બધાં આગળ, પ્રલય એમાંજ થઇ દેખું.
અત્યારે રાંડ જો ગાસે, મોઢું જોવા બધા જાશે;
મોટર ગાડી વિષે બેસી, પ્રલય એમાંજ થઇ દેખું.
ચેતો ચેતો હજુ ચેતો, કલી એમાંજ છે પેઠો;
ન રોટી હાથમાં દેશે, પ્રલય એમાં થઇ દેખું.
આવે કોઇ સંત જો દ્વારે, ઢીમર ધકકા રહ્યા મારે;
રાંધ્યું છે શું તમે ચાખી, પ્રલય એમાંજ થઈ દેખું.

હીંડોળાપર સદા હીંચે, આંખો અરધી રહી મીચે;
ખવાડે શું ધણીને તે, પ્રલય એમાંજ થઇ દેખું.
પતિ સેવા નથી ગમતી, અને જયાં ત્યાં દીસે ભમતી;
રાખી માથું અરધ ખુલ્લું, પ્રલય એમાંજ થઇ દેખું.
પોંચો પોંચો કહી મોઢે, શીકારી સામટા દોડે;
જોવા ખાતર સ્ત્રીના મુખને, પ્રલય એમાંજ થઇ દેખું.
સ્ત્રીઓ બહુ તેક છે કેવી, બજારી માંખના જેવી;
પોતાનો દાવ નવ ચુકે, પ્રલય એમાંજ થઇ દેખું
જાણ્યું કે ભીડ થઇ ભારે, લોકો છાની ગરજ સારે;
છતાં કહેતું નથી કોઇ, પ્રલય એમાંજ થઇ દેખું.
પાછળ પુરૂષો હઠે જયારે, સ્ત્રીયો ગભરાય છે ત્યારે;
ઘોટાળાની સીમા ત્યાં શી, પ્રલય એમાંજ થઇ દેખું.
જોવા જેવી અજબ નગરી, તોફાનોમાં ગઇ બગડી;
કહે જયરામ શુભ લક્ષ્મિ, પ્રલય એમાંજ થઇ દેખું.



# ચખણાયલો વેડબંધુ

## યાને

## દોઢ વરસમાં દશ લાખની ખુવારી કવાલી ૨૬

જમાવેલા પીતાશ્રીના, રૂપૈયાનું કરી પાણી,
નમાલા થઇ અમો બેઠાં, હવે ચીંતા રહી શાની.
લાખો ધીકકાર છે અમને, તે સાથે ધુળ જીવતરમાં,
પતરડી ખુબ ખંડાણી, રૂપૈયાનું કરી પાણી.
બંગાલી આઠની જોડી, વિના ચાલે નહિં અમને.
લંગોટી પહેરીએ છાની, રૂપૈયાનું કરી પાણી.
ગરમ ડગલા હતા કેવા, મુંબઇના શેઠીયા જેવા,
ગરજ સરતી નથી ચાહાની, રૂપૈયાનું કરી પાણી,
હતાં ઘરનાં ઘરો પંદર, ખોયા સૌ ધુતની અંદર,
ફરૂં છું ઘુંઘટો તાણી, રૂપૈયાનું કરી પાણી,
ગુમાવી ગાંઠના રૂપીયા, ખરેખર બાવલા બનવું.
એ શું કંઇ ભુલ છે નહાની, રૂપૈયાનું કરી પાણી.
તબેલો એજ છે મારો, પરંતુ શેઠ છે ન્યારો.
સુખો સરવે લીધાં માણી, રૂપૈયાનું કરી પાણી.

આવે છે યાદ સુખ જ્યારે, રડું છું ખુબ હું ત્યારે,
કહી શકતો નથી કહાણી, રૂપૈયાનું કરી પાણી.
ઉઠયા છે ફોડકા મુખપર, દવાના કોણ દે પૈસા,
ચીઠી છે આ જુવો કયાંની. રૂપૈયાનું કરી પાણી.
અમારા દોસ્ત થાવાને, નથી કાં આવતું કોઇ,
મલે શું ધ્યાં ચુલામાંની રૂપૈયાનું કરી પાણી.
ભાગલીયાના બધા પેપર, વીષે એવીજ છે લીલા,
સુધારી વાંચજો સર્જન, રૂપૈયાનું કરો પાણી.

---

# લાજ વગરના રખડુ

## યાને

## કમનસીબ બે નીશાચરોની નકકલ. કવાલી ૨૭

ખુશીની સાથ ગાડીમાં, આવે છે કે અલ્યા ફરવા.
ખીસું તર છે માટે આજે, જવું છે ફ્રેન્ડને મલવા.
મારા જેવો બીજો ફકકડ, મુંબઇમાં પણ હશે ભાગ્યે,
રૂપૈયો દઇસ વાપરવા, આવે છે કે અલ્યા ફરવા.
લે આ ટોપી તુંને આપું, રૂપૈયા વીસની મીંતર,
નાખી ઘડીયાળ ખીસામાં, આવે છે કે અલ્યા ફરવા.

આપું છું ફ્રસ્ટ નંબરની, સોન્હેરી વર્કની બોટલ,
બની છાટક તજી પરવા, અવે છે કે અલ્યા ફરવા.
કોલરનો ટેસ છે કેવો, વીલાયતી બુટ જો મારા,
કાળી જાકીટ પહેરીને, આવે છે કે અલ્યા ફરવા.
લાવ્યો છું ચોરીને વીંટી, પીતાની આંગળીમાંથી,
હું પણ કાચો નથી ત્યારે, આવે છે કે અલ્યા ફરવા.
વીંટીનો પણ કર્યો ખુરદો. જનમ બરબાદ કરવાને,
ઉઠમણાની ખુશાલીમાં, આવે છે કે અલ્યા ફરવા.
ઓાખડીઆ ઢોરની માફક, ગલી કુંચી વીશે જયાં ત્યાં
ખોરાકી ભુંડની ચરવા, આવે છે કે અલ્યા ફરવા.
ગાડીમાં પણ બેઠાં બેઠાં, રહ્યા સખણા નહિં પોતે,
લોકોના શબ્દ સાંભળવા, આવે છે કે અલ્યા ફરવા,
જણાવો હાસ્યનું કારણ, આવી ગઇ શેઠને શંકા,
ભલી ભાંતે મંડી પડવા, આવે છે કે અલ્યા ફરવા.
ચખાડયા કેટલા તેની. ગણત્રી મેં નથી કીધી,
હવે જયરામની સાથે, આવે છે કે અલ્યા ફરવા.

---

# જનમંડળનું જવાહીર

## યાને

## લોકોપયોગી ઉસ્તાદીનું યંત્ર. કવાલી ૨૮

વખત જાણી નથી શકતો, સમજવો મુર્ખ તે નરને;
આડું અવળું રહે બકતો, સમજવો મુર્ખ તે નરને.
એકાંતે બેસીને ખુણે, કરે છે બે જણા વાતો;
વચ્ચે આવી પડે ત્રીજો, સમજવો મુર્ખ તે નરને.
મારગમાં કે અગર બીજે, જોવા ઉભો રહે કજીઓ;
કરી મુખ લાપસી જેવું, સમજવો મુર્ખ તે નરને.
જાહેરમાં ચાલતાં ફાંકે, મોટાથી વૈર જે રાખે;
ફેમેલી પારકી તાકે, સમજવો મુર્ખ તે નરને.
પ્રથમ દિવસે જુએ નાટક, બીજે દિવસે રહે ઉંઘી;
ત્રીજે દિવસે કુટે માથું, સમજવો મુર્ખ તે નરને.
પોતાનાં ખોયડા પરથી, ઉપાડે ખર્ચવા નાણું;
ઉંદરડાને ભુખે મારે, સમજવો મુર્ખ તે નરને.
કમાવે બાજરી પોતે, ઉડાવે રોજ દસ લાડું,
સ્ત્રીયોની વાત જે માને, સમજવો મુર્ખ તે નરને.
જુવાનીના પુરણ મદમાં, ન જાણે રાત કે દહાડો:
બુઢાપણમાં સ્ત્રીઓ પરણે, સમજવો મુરખ તે નરને.

મોટી મોટી કરે વાતું, ન જાણે ભેદ ભીતરનો;
અમસ્તા દાંત જે કાઢે, સમજવો મૂર્ખ તે નરને.
પોતાના મીત્રને કાજે, હાજર કરતો નથી ગરદન;
કહે જયરામ દુનીયામાં, સમજવો મૂર્ખ તે નરને.

---

# દર્શનાભિલાશી વૃજાંગનાં.

## યાને

## વીરહાતુર ગોપી, કવાલી ૨૯.

ઉડી જાતું અરે કાગા, મફતનો શું રહ્યો બોલી;
રવડતી છું સકળ વનમાં, જોબનીયું રાખમાં રોળી.
તજી દે ફૂલની સૈયા, પોઢું છું કાંકરા ઉપર;
લાવી દે કૃષ્ણને ખોળી, મફતનો શું રહ્યો બોલી.
કરોડો સૂર્યની કાંતી, જેની સૌંદર્યતા આગળ;
ઉભી છે હાથ બે જોડી, મફતનો શું રહ્યો બોલી.
છબીલાની અજબ મૂરતી, વસી રહી છે ઘટોઘટમાં;
ગયા હમણાજ તરછોડી, મફતનો શું રહ્યો બોલી.
વિરહ શ્રીકૃષ્ણનો પ્યારા, સતાવે છે રહ્યો અમને;
દયા લાવીશ કે થોડી, મફતનો શું રહ્યો બોલી.

એવા સુંદર ફરી દિવસો, પ્રભુ દેખાડશે જયારે;
ખવાડીશ દુધને પોળી, મફતનો શું રહ્યો બોલી.
ઝીણા સ્વરથી પ્રભુ જ્યારે, મધુર બંસી વગાડે છે;
રહે છે નાગ પણ ડોલી, મફતનો શું રહ્યો બોલી.
ઢીચણ કરતાં જેની લાંબી, એવી સુંદર ભુજાવડીએ;
પીવાડયા પ્રેમ રસ ઘોળી, મફતનો શું રહ્યો બોલી.
વીના શ્રીકૃષ્ણ આ દુનીઆ, કહી દે કામની શું છે;
વધુ કહેતી નથી ફોડી, મફતનો શું રહ્યો બોલી.
ખુશીથી જા હવે વૃજમાં, સંદેશાનું લઈ કાગળ;
કહે જયરામ આ ટાણે, મફતનો શું રહ્યો બોલી.

---

# કૃષ્ણચંદ્ર અને મહિયારી.

## યાને

## સાચા પ્રેમનો આબેહુબ ચીતાર. કવાલી ૩૦.

ખબર કયાં છે અલ્યા તુજને, ગાયોના ચારવાવાલા,
માખણ ખાવું મુકી દઇને, શીખ્યો કયાંથી ખોટા ચાળા
છુપી રીતે મારી પાછળ, આવે છે કે અલ્યા નિર્લજ,
દિઠા શું ઘાંસના ભારા, ગાયોના ચારવાવાલા.

મુકી દે છેડલો મારો, ઉતાવળ છે ઘણી મુજને,
ચતુરભુજ રૂપ ધરનારા, ગાયોના ચારવા વાલા.
મારગ છે સાંકડો માટે, કહું છું કે ધીમેથી જા,
મનોરથ પુર્ણ કરનારા, ગાયોના ચારવા વાળા.
મધુર મહિની ભરી મટુકી, જતીતી વેચવા વૃજમાં,
મારી સીદ કાંકરી મુજને, ગાયોના ચારવા વાલા.
ઠગારા જા હવે અહિંથી, દીઠી શું એકલી મુજને,
મારી સાથે બીજી છે બે, ગાયોના ચારવા વાળા.
ભુલાવી દૈસ હું તારી, જનમની ખોડ સૌ હમણાં,
જસોદા માતાને કહીને, ગાયોના ચારવા વાલા.
લાડકડાને વધુ કહેવું, મુનાસબ છે નહિં અમને,
હું તો છું પારકી દારા, ગાયોના ચારવા વાલા.
પ્રભુ પ્રીતે કહું છું કે, જુલમ તારો હવે બસકર,
હૃદયમાં વાસ કરનારા, ગાયોના ચારવા વાલા.
ફરી કોઇવાર આવીને, ઓચીંતા આપજો દર્શન,
ભાગલીયાના પ્રભુ પ્યારા, ચાયોના ચારવા વાલા.

---

# દિકરો કે દુશ્મન.

## યાને

## અક્કલમંદનો અખાડો કવાલી ૩૧.

અનાડી ક્રુર અપલખણો, કુપુત્ર જાણવો તેને,
ઉથાપે બાપના વચનો, કુપુત્ર જાણવો તેને,
ન વાંચે શાસ્ત્ર કે પોથી, સુરત દેખું સદા રોતી,
અકલનો મંદ દુરભાગી, કુપુત્ર જાણવો તેને.
નીશાળે જાય ત્યાં પણ શું, બેસે છે કે એવણ સીધા,
મેતાજીની કરે નીંદા, કુપુત્ર જાણવો તેને.
ગલીકુંચી અગર જયાં ત્યાં, ભુંડે હાલે રહ્યો રખડે,
એવો કોઈ હોય જે પાપી, કુપુત્ર જાણવો તેને.
પ્રભાતે ઉઠીને વહેલો, સ્મરણ કરતો નથી પ્રભુનું,
મોઢું પણ હોય ગંધારૂં, કુપુત્ર જાણવો તેને.
ઘણાં મેલાં કરે કપડાં, રમીને ધુળમાં પોતે,
ન જાણે રાત કે દહાડો, કુપુત્ર જાણવો તેને.
હમેશાં કુતરા જેવો, જેને તેને બેઠો કરડે,
ન જાણે દોસ્ત કે બ્રાધર, કુપુત્ર જાણવો તેને.
ચોળી નહાવા વિગેરેની, લીધેલી છે જેણે બાધા,
દાતણ કરતો નથી ચોખ્ખું, કુપુત્ર જાણવો તેને,

બીભત્સ બોલવું એતો, જેનો ખોરાક છે સાદો,
મહા પાપી એવો બાલક, કુપુત્ર જાણવો તેને.
ભાગલીયા એકલા તો શું, જાણતું વર્ગ પણ કહેશે,
પેઢી એકવીશને બોળે, કુપુત્ર જાણવો તેને.

---

# ચમકતી ચાંદની.

## યાને

## બદામી રંગનો બુરખો. કવાલી ૩૨.

અરે વિકટોરીયાવાલા, ગાડી ફોરન જવા દેની,
ઉતાવળ છે ઘણી મુજને, ગાડી ફોરન જવા દેની.
અત્યારે વેશ પલટાવી, જવું છે શેઠની પાછલ,
આંખો મીચી ભલા માણસ, ગાડી ફોરન જવા દેની.
કુકરમી નીચ લોકોના, પડે છે કાન પર શબ્દો,
અકેકો બોલ પહેંચાની, ગાડી ફોરન જવા દેની.
સીધા ગીરગામપર થઇને, ચોપાટીની ખબર લઇશું,
પછી પીલહાઉસની ભીતર, ગાડી ફોરન જવા દેની.
મુંબઇના શેઠીયા લોકો, નીરખવા છે થીએટરમાં,
નાટકનો ટાઇમ છે માટે, ગાડી ફોરન જવા દેની.

રૂપૈયા પાંચસે દશની, ગુંજામાં છે નવી નોટો,
એને સુધ પણ નથી તેની, ગાડી ફોરન જવા દેની.
ખોરાકી મુખ્ય મુંબઈની, ચહા કાફી અને પટ્ટી,
ચુકાવી બીલ હોટલનું, ગાડી ફોરન જવા દેની.
કાંદાવાડી તરફ હમણાં, જવાનું કામ પણ શું છે,
જુવે છે લોક સૌ ચરચા, ગાડી ફોરન જવા દેની.
કહે જયરામ યુક્તીથી, ધણી તાબે કરી લીધો,
વીસામો લઇ સુખે બેની ગાડી ફોરન જવા દેની.

---

# કજોડાની કમબખ્તી.

## યાને

## સાત વર્ષચા મુલગા આણી પંદરા વર્ષાંચી બાયકો.

### કવાલી ૩૩.

દેખી દેખી બળ્યા કરવું, રંડાપો શું એથી ખોટો,
સડક પર ચાલતાં ડરવું, રંડાપો શું એથી ખોટો.
પીતાશ્રીએ કીધું સગપણ, નાનકડા બાળની સાથે,
મને સ્વામી મળ્યો છોટો, રંડાપો શું એથી ખોટો.

આવી છું જ્યારથી પરણી, ચડે છે ક્યાં રૂધીર મારૂં,
જુવાનીમાં વળ્યો ગોટો, રંડાપો શું એથી ખોટો.
વાળુ કીધા વિના એમજ, પડી રહે છે પથારીમાં,
પાછું ફરી નથી જોતો, રંડાપો શું એથી ખોટો.
અલી દેખાડને દફતર, મુકયું છે કયાં મારી બાએ,
લગાડું કે ત્રીજો સોટો, રંડાપો શું એથી ખોટો.
ખાવાનું દે પ્રથમ નહિં તો, બોલાવું છું મારી બાને,
પાછળ આવે રોતો રોતો, રંડાપો શું એથી ખોટો.
દિવસ આખો અને રાત્રી, કરૂં છું શોચ હું દિલમાં,
વારે ઘડીએ પગે પડવું, રંડાપો શું એથી ખોટો.
હતો વચમાં સખસ તે પણ, ગયો પહોંચી સોનાપુરમાં
હશે અપરાધ કંઇ મોટો રંડાપો શું એથી ખોટો.
મનુષ્ય દેહમાં આવી, બની ગાફીલ ભુખ્યા તરસ્યા,
ઠાલે હાથે જવું પાછા, રંડાપો શું એથી ખોટો.
કહે જયરામ હે બેની, તમારી જ્ઞાતિની અંદર,
તરૂણ વરનો હશે ત્રોટો, રંડાપો શું એથી ખોટો.

---

# જમાનાનું જ્યોતિષચક્ર.

## યાને

## પુત્રીયો વેચનાર માબાપોની દુર્દશા. કવાલી ૩૮.

જગત કલ્યાણને માટે, લખી રાખો ભીંતે બાપા,
હું તો જાણું હીમાલયથી, આવેલા છે મારા કાકા.
મને ઇચ્છા નથી મુદ્દલ, ઘરેણાં પહેરવાની પણ,
શા માટે વૃદ્ધને પરણું, લખી રાખો ભીંતે બાપા.
ન માગું રેસમી સાડી, ન જોઇએ ફ્રૉક ફેશનનાં,
ન પહેરૂં વાલની વીંટી, લખી રાખો ભીંતે બાપા.
મોતીના સાજ સૌ એના, જલાવી દૈસ ચુલામાં,
પુરવના છું અમો પાપી, લખી રાખો ભીંતે બાપા.
રાંડીરાંડો તણા બચ્ચાં, કેવી રીતે વરે પરણે,
કલીજુગના જમાનામાં, લખી રાખો ભીંતે બાપા.
દીકરીઓને પજવવામાં, મજા કેવી રહેલી છે,
ઝીણી નજરે જરા ભાળી, લખી રાખો ભીંતે બાપા.
તમારો દીકરો તમને, મુકી વનમાં વહ્યો જાશે,
વિયોગી થઇશ હું બાની, લખી રાખો ભીંતે બાપા.
દાણાની કોઠીયો સરવે, દિવસ ચાલીસની અંદર,
જવાની કઇ જગોએ તે, લખી રાખો ભીંતે બાપા.

નીકળશે સાપ ઘરમાંથી, અને વીંછી કાબરચીત્રા,
કરડશે ઉંદરો કપડાં, લખી રાખો ભીંતે બાપા.
બીજી પ્રણ વાત એ છે કે, ગાયો ઘરની છતાં તમને,
દુઝાણાની થશે તંગી, લખી રાખો ભીંતે બાપા.
રહ્યા પાછળ હવે ઢોરો, તે પણ દુષ્કાળ પડવાથી,
વેચાશે પાણીના મુલ્યે, લખી રાખો ભીંતે બાપા.
વરસ છ માસની ભીતર, પતી જાશે બધો વઇભવ,
ભાગલીયાના સકલ પેપર, લખી રાખો ભીંતે બાપા.

---

# કચ્છી ભાયડો,

## યાને

## ઉસ્તાદી કુંચી–ઉરદુ કવાલી ૩૫.

મોહ જાલમેં ફસોને બંધા, ફોકટ મરી કોતો વીને.
પરઝો ભલો કરીઝે ત ખાવંધ, દાદ ખુદ પંઢઝી ગીને.
પયતી ખબર સચ્ચી કડે, ઇન જાગ્તમે પહેચાનજી,
પિંઢઝી સ્થીતી દુઃખમેં હુવે, ઝીન વખ્તમે ઇનસાનઝી.
સંસારઝયું ચીઝું ઉતે, હલન્યુંન હિ પહિલે સમજ,
માલીકઝે નાલે મથે, ઇતબાર તું પુરો રખજ.
પ્યાસે ભુખેકે ડઇ ગીની, હથદારતું મુંઝા વલા,
માલીકઝે ઘરવટ નકાં, મીળંધે સખત મુનઝા ખલા.
ઇન સાઇઝમે હલધે લટયા, ઓંઝો ભલા કીંયતો લગે,

પોનતા પુઠઝા લડેં, ધીરજ ધરે કીંયતો સગેં.
મારે કુટે હીન વાસનાઝો, ત્યાગ કર જયરામ તું,
તોકે ડીંધલ દુખઝા હુંધાસે, થ્યા ફના ઇંય જાણુતું.

**ભક્તાઝા લક્ષણુ. ૨**

સચ્ચો ભગત ઉનકે સમજ, પુછિને મુકે પાણી પીયે,
પ્રાણી પદારથ માત્રકે, ડીસીને ઝુકો રાજી થીએ,
ડીંયરાત ચ્યો સરિખો હલે, તુંહીં તુંહીં પ્રભુ મુંઝાવલા.
ઉનીકે સમજણુ સંત બાકી, બઇ મીળે જગઝી બલા,
અભીમાન પણુ ઝેંકે નતો ડુખડે, ઝરા તીલ માત્રકી.
ઉનીઝી સેવા કરીઝેત પિંઢઝો, ઉદય તુર્ત થીયેજ ડીં,
ઝેંઝી વૃતી પરમાર્થ ઝે, સુભ કાર્યમેંજ વીઠી ફરે.
પરકે પ્રથમ તારે પછે. પંઢપણુ ઉની ભેરો તરે,
ધન ઉનીઝી માતકે, ઝેંઝે કુખે ઇ અવતર્યા,
ગુરૂઝે ચરણુ પરતાપસેં, જયરામઝા સંશય ટર્યા.

---

# જગતનું જુડાપણું.

## યાને

## મનુષ્યોની વૃત્તીયોમાં થયેલો ફેરફાર કવાલી. ૩૬

ચાલી રહી છે કેવી દુનીયાં, ન પુછો વાત અત્યારે
પ્રભુ સહુની લજા રાખો, દિવાળીને બીજે દહાડે
ચણુાના ઝાડ પરથી મેં, હકીકત સર્વ છે ભાળી

અંધારૂં એટલું છે કે, ન પુછો વાત અત્યારે
સાળાને લાપસી લાડુ, ભાઈયોને ખીચડી ટાઢી
વીવીધ ફેશનતણી અમને, ન પુછો વાત અત્યારે
રાખેલી રાંડને સાડી, અને જરીયાનનો કમખો
સતીને કષ્ટ છે એવું, ન પુછો વાત અત્યારે
નીર્દય કંગાલનાં ઘરમાં, વસી રહી છે અખુટ લક્ષ્મિ
દાતારોએ દયા ત્યાગી, ન પુછો વાત અત્યારે
ઘણા ગરવીષ્ટ જજમાનો, પોતાના ગોરને મુકી
સેવે છે અન્ય ભુ દેવો, ન પુછો વાત અત્યારે
હરામી ધુર્ત પાખંડી, જગતને ખાય છે ફોલી,
દેખાડી ઢોંગ પોતાના, ન પુછો વાત અત્યારે
વરસ ચાલીસનાં જુના, રૂપૈયા સાઠના નોકર
રવડતા છે ભુંડે હાલે, ન પુછો વાત અત્યારે
અમારા પાપનો છેડો, કે દહાડે આવસે તેની
ભાગલીયાને હવે મુદદલ, ન પુછો વાત અત્યારે

# મહાદેવજીનો મહીમાં

## યાને

## શંકરની વેદોકત સ્તુતીનો આનંદ-કવાલી ગોહર. ૩૭

શંકર સમર્થ દાતા, કરશે ભલું તમારૂં.
કરશે ભલું તમારૂં, કરશે ભલું તમારૂં. શંકર.

જલનો એકાદ લોટો, પ્રભુને તમે ચઢાવો,
ગીરીજા પતી સમર્થ, કરશે ભલું તમારૂં. શંકર.
અક્ષત સુપારી પબડી, ચંદન ઉગાળી લાવો.
વનકેશ્વરઃ પ્રતાપી, કરશે ભલું તમારૂં. શંકર.
કપટી મનુષ્યથી તો, મુડદા ઘણાજ સારાં
સેવા કરો પ્રભુની, કરશે ભલું તમારૂં. શંકર.
લાયક સુગંધી વાલા, પુષ્પો ગુલાબી લાવો.
ઉમીયા પતી અજન્મા, કરશે ભલું તમારૂં. શંકર.
પામર જનો બીચારા, મહીમાં એનો શું જાણે.
ત્રણ લોકના પીતાજી, કરશે ભલું તમારૂં. શંકર.
દર્શન કરેથી પાપો, બળી ભસ્મ થઇ જવાના
આંખો મીચી ઉભારો, કરશે ભલું તમારૂં. શંકર.
કાયા તણો ભરૂંસો, પલનો નથી અમોને.
જમદૂતને હઠાવી, કરશે ભલું તમારૂં. શંકર.
સાધી સમય પોતાનો, નજરે જુવો નીહાળી
ગવરી પતી અવશ્ય, કરશે ભલું તમારૂં. શંકર.
શંભુ કૃપાથી રાવણ, જેવા અનેક દૈત્યો.
પામ્યા પદાર્થ ચારે, કરશે ભલું તમારૂં. શંકર.
ગુલજાર આ કવાલી, નીત નેમથી ઉડાવો.
જયરામનો છબીલો, કરશે ભલું તમારૂં. શંકર.

---

# બલીહારી પ્રભુની

## યાને

## શ્રાવણના સરવરીયા–ઉરદુ કવાલી. ૩૮

પડતો નથી વરસાદ એનું, શું હશે કારણ કહો
પરમાર્થનો છાંટો જગતમાંથી, તદ્દન ઉડી ગયો.
બ્રાહ્મણો પ્રતિદિન ઉઠી, પરભાતમાં ભણતા નથી
ક્ષત્રીયો સુધરી ગયા, ઘર ઘર વિષે નોખી મતી.
વૈશ્યો થયા વાણોતરો, સુદ્રો ઘણા પુજાય છે
ગુણીકા તણા ઘરમાં સદા, આનંદ મંગલ થાય છે.
આશ્ચર્ય કારક છે જુલમ, હીંદુ સ્રીયોનો આજકલ
ડ્રેસની બાબત વિષે, વાકેફ છે મુંબઇ સકલ.
અપટુડેટ ફેશનની ઉપર, ફેશન સળગતી જાય છે
સ્પ્રીટના દિવા પ્રભુ મંદિર, વિષે વપરાય છે.
ફરનીચરો રાખ્યા વગર, અમને મુદલ ચાલે નહિં
મુછો તણો વટ જાયતો, મરવું ભલું એથી સહી.
નીંદા એતો જાણે ચણા કુમરા, જમાનાને વિષે
ભીતર સડેલા હોય તે, ઉપર ઘણા સુંદર દિસે.
વાહવા કરેતો સમજવું કે, આ બડો ઉસ્તાદ છે
એવો સખસ કોઇબી વખત, ગરદન તમારી કાપસે.
વીશ્વાસ પર રહેવું તે પણ, આ સમયમાં ઘટતું નથી,
માંના જણેલા ભાઇની, મધરાતની બગડે વૃતી.

આ જમાનો છે કઠણ, પુરવે નથી દિઠો અમે,
પદ્મિની ઘરમાં છતાં, પુરૂષો રહ્યા જ્યાં ત્યાં ભમે.
હે પ્રભુ આ જગતમાં, જીવાડમાં અમને હુવે,
દસ વરસમાં વિધવા બનેલી, છોડીયો ઘરઘર રૂવે.
જગતનું દુઃખ દેખીને, અંતર ઘણું અકળાય છે,
જયરામદાસ પ્રભુતણાં, નીરલજ બની ગુણ ગાયછે.

# મુંબઈનો ઈમીટેશન બળદીયો.

## યાને

## મુદ્દલમાં ખોટ. કવાલી ૩૯

દિઠી નગરી અજબ ત્યાંથી, પુંઠે ફેશન પડેલી છે,
ભુખે મરતા થયા તોપણ, પુંઠે ફેશન પડેલી છે.
ઉંદરડાને નથી ખાવા, ચોખાનો એકબી દાણો.
બેહુદ ચાલુ જમાનામાં, પુંઠે ફેશન પડેલી છે.
ખુલ્લા કફના ખમીસોને, ફરીથી આપશું ધોવા,
કાંજી કમતી ભરેલી છે, પુંઠે ફેશન પડેલી છે.
પાઘડીઓના મોબદલમાં, પસંદ કીધી અમે ટોપી,
પવિત્ર ચામડા વાળી, પુંઠે ફેશન પડેલી છે.
ફેમેલીના કહ્યા માફક, અમારે વર્તવું જોઈએ,
છઠું ધોરણ ભણેલી છે, પુંઠે ફેશન પડેલી છે.
અહાહા શું મોઢું તારૂં, મડયું છે લાપસી ખાવા,
મુછો વાંકી વળેલી છે, પુંઠે ફેશન પડેલી છે.

ઉત્તર બાજુ બોલાવો તો, દિશા પશ્ચિમ ભણી દોડું,
એવો હુશીયાર છું માટે, પુંઠે ફેશન પડેલી છે.
નજર ખોલી જુવો મીત્રો, નવા પ્રગટેલ છે ચીત્રો,
અવલ આખર મટોડી છે, પુંઠે ફેશન પડેલી છે.
મહા પુરૂષો તણા વચનો, અમારા કૈક મીત્રોને,
નથી ગમતા તેનું કારણ, પુંઠે ફેશન પડેલી છે.
પરાયા મુલકના વ્યસનો, ગમે તેવા હશે હરટી,
કબુલ મંજુર અમોને છે, પુંઠે ફેશન પડેલી છે.
દહાડે દહાડે જમાનામાં, સુધરતું જાય છે ખાતું,
નાના મોટા બધા જણની, પુંઠે ફેશન પડેલી છે.
ગયા બેસી અમો તળીયે, ઉગરવાનો નથી આરો,
કહે જયરામ દુનીયાની, પુંઠે ફેશન પડેલી છે.

# કૌતુકી કુહાડો.

## યાને

## વિકળ થયેલા વટેમાર્ગુનો પરિતાપ—કવાલી. ૪૦

હવે બસકર જમાનાં તું, ઉખેડી મુળ નાખીશમાં;
કૃપા તારી થશે મહોટી, ઉખેડી મુળ નાખીશમાં.
અમારા ગુપ્ત શાસ્ત્રોનું, ઉડાવી તેજ તેં દીધું;
નવીન પ્લેટો ઝુકાવીને, ઉખેડી મુળ નાખીશમાં.
ગાયત્રી મંત્રની પણ તેં, ભયંકર દુર્દશા કીધી;
જમાડી અન્ન સુતકના, ઉખેડી મુળ નાખીશમાં.

ાની વયમાં આંખો ઉપર, ગુજરતું છે મહા સંકટ,
ગાડી કાચનાં કટકા, ઉખેડી મુળ નાખીશમાં
ાડી વિદ્યા હતી તે પણ, પમાડી નાશ તેં દીધી;
ળામાં સુત્ર છે તેનું, ઉખેડી મુળ નાખીશમાં;
ડીલોનાં વગર હુકમે, આગલ પગલું નથી ભરતાં;
એવા સુખના સમુદરનું , ઉખેડી મુળ નાખીશમાં,
પ્રતિદિન ઉઠીને પોતે, ધરે છે ધ્યાન શ્રી હરીનું;
વિવેકી સંત પુરૂષોનું, ઉખેડી મુળ નાખીશમાં
પથ્થર માટી અને સોનું, જેને સરીખું રહેલું છે;
હિતેચ્છુ વર્ગનું પાપી, ઉખેડી મુળ નાખીશમાં.
ચરાચર પ્રાણીયો ઉપર. દયા દ્રષ્ટિ રહેલી છે;
ભુલે ચુકે એવા જનનું, ઉખેડી મુળ નાખીશમાં.
અત્યારે સત્ય વસ્તુને, ઓળખનારા ગયા ઉંઘી
પ્રભુને અંશ નીવડેતો, ઉખેડી મુળ નાખીશમાં.
જગતમાં છાસ ટીપાની, ગરીબોને નથી સગવડ;
વધારી દુધને ચારજ, ઉખેડી મુળ નાખીશમાં.
પ્રતાપી આ વિભુતીને, ધારણ કરનાર ભકતોનું,
કહે જયરામ કોઇ કાળે, ઉખેડી મુળ નાખીશમાં.

---

# નિમકહલાલ નોકર.

## યાને

## ...ના ગુમાસ્તાની બાબતમાં શેઠે મચાવેલી ધાંધલ.

### કવાલી ૪૧

તેડી લાવો ગમે ત્યાંથી, મહેતાજી કયાં ગયો મારો;
મોડી રાતે કરી કજીયો, મહેતાજી કયાં ગયો મારો.
પ્રમાદી આળસુ ગંદા, નથી ગમતા નવા નોકર;
ઝડપથી સાહ્ય કરનારો, મહેતાજી કયાં ગયો મારો.
શની અથવા રવીવારે, જવાનું થાય નાટકમાં;
નિભાવી કામ લેનારો, મહેતાજી કયાં ગયો મારો.
અમારા શેઠ આવે છે, રહો બાજુ કહી તુર્તજ,
આવીને હાથ ધરનારો, મહેતાજી કયાં ગયો મારો.
આગળ ચમચી પડેલી છે, કલમ કાને ચડેલી છે;
સફાઇથી નોંધ લખનારો, મહેતાજી કયાં ગયો મારો.
મીઠું બોલી ઘરાકોને, પતાવી માલ દે બમણું,
કરજમાંથી છોડવનારો, મહેતાજી કયાં ગયો મારો.
દેશાવરના એજંટોને, મોકલવા ઓર્ડરો તેની;
સંપુર્ણ માહીતીવાળો, મહેતાજી કયાં ગયો મારો.
શેઠાણીને વખતપર જો, પડે ઘરમાં કદી અડચણ;
બનાવી પાક દેનારો, મહેતાજી કયાં ગયો મારો.
નાનકડા બાળકો આવી, એકાએકી મંડે રડવા;

ખુશીની સાથ ફરનારો, મહેતાજી કયાં ગયો મારો.
રૂપૈયા પાંચની વસ્તુ," લાવી આપે સવાત્રણમાં;
નાજુક હુસીયાર વટવાળો, મહેતાજી કયાં ગયો મારો.
મુખે મહેતા કહું ત્યાં તો, આવી ઉભો રહે પાસે;
હુકમની રાહ જોનારો, મહેતાજી કયાં ગયો મારો.
અત્યારે કોથળીમાંથી, રૂપૈયા પાંચ કાઢીને;
નાખું છું ગાયને ચારો, મહેતાજી કયાં ગયો મારો.
કહે જયરામ આ વખતે, બીડું છું પોષ્ટમાં કાગળ;
ણુમો અમથી નહિં પાડો, મહેતાજી કયાં ગયો મારો.

---

# જમાનાનું વર્ષફલ.

## યાને

## કુદરતી પ્રયોગ. કવાલી. ૪૨

દેશી બંધુ જુવો કેવી જુલમની વાત છે મોટી;
ફુટે છે કાન સાંભળતાં, જુલમની વાત છે મોટી
માતા પૃથ્વિ જમાનાંમાં, છીએ સુખીયા અગર દુખીયા;
કશું નજરે નથી જોતી, જુલમની વાત છે મોટી.
કઠણ કલીકાલની અંદર, ઓચીંતું શું થશે તેની
ખબર પડતી નથી યારો, જુલમની વાત છે મોટી.
દાણા દુણી સકલ મોંઘા, બટેટા પણ નથી સોંઘા;
સળગતું જાય છે સુરણ, જુલમની વાત છે મોટી.

નાહ્યા ધોયા વગર એમજ, પથારીને પથારીમાં;
કરડતા છું અમો કકડા, જુલમની વાત છે મોટી.
પ્રભુ પરસન થશે કયારે, કુટીલતા છુટશે ત્યારે;
વારે ઘડીએ થવું ખોટી, જુલમની વાત છે મોટી.
તમારા લક્ષણો દેખી, ઉઠે છે આગ અંતરમાં;
ખવાતી છે નહિ રોટી, જુલમની વાત છે મોટી.
પુરાતન દેવના ફોટા, અને શાસ્ત્રો તણા પાના;
લાવ્યા કયાંથી જુવો ગોતી, જુલમની વાત છે મોટી.
કહે જયરામ-હે સંતો, મીઠાઇયોની દુકાનોમાં;
પગે કચરાય છે પોથી, જુલમની વાત છે મોટી.

---

# ધી ઓલ્ડ બ્યુટીફુલ.

## અમેરીકન

### ફોટોગ્રાફ કંપની લીમીટેડ. કવાલી ૪૩

મારા વહાલા ફોટોગ્રાફર, છબી સુંદર બનાવી દે;
રૂપૈયા બે વધુ લઈને, છબી સુંદર બનાવી દે.
નહીં નહાની નહીં મોટી, નહીં સાચી નહીં ખોટી;
તસુ બાવીસની બેશક, છબી સુંદર બનાવી દે.
અધુરા મર્દ પણુ મારા, કુદરતી રૂપને દેખી;
મેળે ગાંડા બને તેવી, છબી સુંદર બનાવી દે.
રૂપાળા રંગ બે રંગી, વિલાતી ઝાડના કુંડા;

ઉપર વેલો વીંટાળીને, છબી સુંદર બનાવી દે.
હંમેશાં માટીડો મારો, મને પુછી પીયે પાણી;
ચલકતા ચંદ્રના જેવી, છબી સુંદર બનાવીદે.
કુંસુંબી રંગની ચોળી, અજબ દીપી રહેલી છે;
અમેરીકન કેમેરાથી, છબી સુંદર બનાવી દે.
ચંપક વરણી છબીલીનો, ટાંગેલો છે પણે ફોટો;
સેમ્પલ નજરે નીહાળીને, છબી સુંદર બનાવીદે.
અમોને બેસવા કાજે, ઇજીચેરો અલ્યા છે કયાં,
દેખી દીલડું ઠરે એવી, છબી સુંદર બનાવી દે.
જો કે આ રૂમની અંદર, નામીચી બારીયો પણ છે;
ખોલી સરવે મીનીટ બેમાં, છબી સુંદર બનાવી દે.
સાધારણ કષ્ટ વેઠીને, એકંદર વૃત્તીયો રોકી;
બ્યુટીફુલ રોશનીવાલી, છબી સુંદર બનાવી દે.
કહે જયરામ ઓ મિષ્ટર, ભલું કરસે પ્રભુ તારૂં;
કૃપાલુ કૃષ્ણની મુજને, છબી સુંદર બનાવી દે.

---

## જંગી સયતાન.

### યાને

### મોટરગાડી વિષે કવાલી. ૪૪

ન જાણું કઇ જગોએથી, મોટરકારો પ્રગટ થઈ છે,
નાણા નજરે પડયા તેથી, મોટરકારો પ્રગટ થઇ છે.

વાંકી ચુકી જોડા જોડે, સડક પરથી રહી દોડે.
રૂધીરનું પાન કરનારી, મોટરકારો પ્રગટ થઇ છે.
કબુતર શ્વાન મરઘાની, જણાતી છે પકી દુશ્મન.
બકાસુર દૈત્યના જેવી, મોટરકારો પ્રગટ થઇ છે,
છેટેથી દોડતી આવે, લોકોના જીવ ગભરાવે,
અપંગોને દુઃખી કરવા, મોટરકારો પ્રગટ થઇ છે.
નીશા આખી ભટકવામાં, એવી તો લહેર આવે છે,
ઉદય પુન્યો થયા ત્યારે, મોટરકારો પ્રગટ થઇ છે,
અજાણ્યા ડ્રાઇવરો ઇશ્કી, ફેરન ગાડી ચલાવે છે,
માથે ઓઢી છેવટ રડવા, મોટરકારો પ્રગટ થઇ છે.
મોટર શું ચીજ છે તેની, ખબર કોને હતી આગળ,
થોડા વર્ષો થયાં આજે, મોટરકારો પ્રગટ થઇ છે.
જરા ચુકી નજર બસ કે, ભુકે ભુકા ઉડાવે છે,
ગધેડાની સગી માતા, મોટરકારો પ્રગટ થઇ છે.
ઝડપ ઓછી થવા માટે, ગરિબ જયરામ પણ અહિંયાં,
વિકળ થઇને કહે છે કે, મોટરકારો પ્રગટ થઇ છે.

# પતંગની પાયમાલી

## યાને

## ઉડતા પક્ષિયોપર ગુજરતું ઘાતકીપણું. કવાલી ૪૫

બીજાનું તો ગયું ઉંઘી, પોતાનું તો ભલું ચાહો,
પતંગ ઉંચે ઉડવનારા, પોતાનું તો ભલું ચાહો.

મકરસંક્રાતના દિવસે, કીધી છે વાદળે વૃષ્ટિ,
પ્રભુપ્રીતે પીઓ પાવો, પોતાનું તો ભલું ચાહો
હઠીલા કૈક બેભાનો, ખુવે છે પ્રાણ પોતાના,
ઉભા રહીને અગાસીમાં, પોતાનું તો ભલું ચાહો.
અમુલ્ય જીંદગાનીનો. વખત એળે વહ્યો જાશે,
વિગતે વાંચી અરે લોકો, પોતાનું તો ભલું ચાહો.
ચલકતા તીવ્ર ધાગાથી, બીચારા રંક પક્ષિના,
જુલમથી જીવ લેનારા, પોતાનું તો ભલું ચાહો.
પીવાડી કાચના પાણી, બનાવો છો રહ્યા માંજો,
ગુમાવી દોંકડા ઘરના, પોતાનું તો ભલું ચાહો.
અરે આ ખેલનું છેવટ, કેવું પરીણામ આવે છે,
બીના વાંચી પ્રભુ મારા, પોતાનું તો ભલું ચાહો.
મનુષ્ય દેહનું વાપર, કેવી રીતે થવું જોઇએ,
મગજમાં વાત લાવીને, પોતાનું તો ભલું ચાહો,
દયાના પાત્રમાં પ્રભુએ, ભરેલી છે સકળ વસ્તુ,
કૃપાલુના ગુન્હેગારો, પોતાનું તો ભલું ચાહો.
મોટર અથવા ખટારાના, સખત પૈડા તળે આવી,
અચાનક જીવ દેનારા, પોતાનું તો ભલું ચાહો.
પતંગો ઝાલવા માટે, ચડો છો છાપરા ઉપર,
બે ત્રણ પૈના અરે લોભી, પોતાનું તો ભલું ચાહો.
કહે જયરામ હર વખતે, સુકોમલ અંગને બાળી,
ખરેખર ભસ્મ કરનારા, પોતાનું તો ભલું ચાહો.

# બેવકુફીનો બદલો

## યાને

## વગર હીંમતના પુરૂષોની મોકાણ. કવ્વાલી. ૪૬

વેઠાતું છે નહીં સંકટ, પ્રભુ વારે ચઢો મારી,
બોજો માથે ઉપાડીને, ફરૂં છું રાતને દહાડી.
ચાલું છું સત્યમાં તોપણ, દશા વાંકીજની વાંકી,
કુકર્મોના જથા બાળી, પ્રભુ વારે ચઢો મારી.
મારી વચના ઘણા દોસ્તો, પૂરે છે શેઠીયા થઈને,
મને ચીંતા બહુ ભારી, પ્રભુ વારે ચઢો મારી.
કૃપાસીંધુ દયા લાવી, એવો કોઇ માર્ગ બતલાવો,
રાખું ઘરની ઘોડાગાડી, પ્રભુ વારે ચઢો મારી.
પુનાની રેસમાં પણ મેં, ગુમાવી છે ઘણી નોટો,
સટ્ટામાં સો ગયો હારી, પ્રભુ વારે ચડો મારી.
સાડા ત્રણુસો રૂપૈયાના, લીધા છે કોલસા તેમાં,
અઢીસોની થશે ખ્વારી, પ્રભુ વારે ચઢો મારી.
સીલકની કોથળીમાં પણુ, બસો કમ બે રહ્યા બાકી,
બાપલીયા વેચરે માડી, પ્રભુ વારે ચઢો મારી.
ભલું કરતો ભલું થાશે, ડુંગર દુખના ટળી જાશે,
પઠન કરીને પછી કહેજે, પ્રભુ વારે ચઢો મારી.
કવિ જયરામની કવિતા, મટાડી કલેશને આપે,
બતાવે મોક્ષની બારી, પ્રભુ વારે ચઢો મારી.

# તેજસ્વીયોની તપાસ.

## યાને

## ઉત્તમ વસ્તુની યાદગીરી કવાલી ૪૭

પ્રભુનો માર્ગ બતલાવે, એવો કોઇ છે જમાનામાં,
દીગંબર સંત કે સાધુ, એવો કોઇ છે જમાનામાં.
બીચારી આર્ય ભુમીનું, સુકાતું જાય છે ડાચું,
કારણ દુઃખનું ખરૂં કહી દે, એવો કોઇ છે જમાનામાં.
અમુલ્ય વ્રક્ષના બીજો, ચવાતાં જાય છે ફોકટ,
તેને રોપી કરે તાજા, એવો કોઇ છે જમાનામાં
પોતાનું પેટ ભરવાના, કરે છે સર્વ કોઇ ઉદ્યમ,
બુઝાવે પારકી પીડા, એવો કોઇ છે જમાનામાં,
ઘણા લોકો બની ફક્કડ, ફરે છે ડોળ ઘાલીને.
પરાયા પ્રાણનો દાતા; એવો કોઇ છે જમાનામાં.
પુરી શ્રીખંડ વડા દહીંનાં ખાનારા છે ઘણા દોસ્તો,
ખીસું ખાલી કરે હરદમ. એવો કોઇ છે જમાનામાં.
જરીની પાઘડીવાલા, વસે છે કૈક મુંબઇમાં,
ચલાવે હંસનો ચીલો, એવો કોઈ છે જમાનામાં.
લગનના માંડવા હેઠળ, ગુણીકાના મોબદલામાં,
નચાવે ભીક્ષુકો રૂડા, એવો કોઇ છે જમાનામાં.
કવિ જયરામનો હેતુ. પરીપુરણ થવા માટે,
થોડો આશ્રય કરી આપે, એવો કોઇ છે જમાનામાં.

# અખંડ સમાધાન.

## યાને

## ચીત્ત શુદ્ધીનું મુખ્ય સ્વરૂપ. કવાલી ૪૮

અમો ચહાતા નથી દુઃખને, મેળે દુઃખ દોડતું આવે,
વીયાણી છે કોની માતા, રોકી ક્ષણ વાર બતલાવે.
જેઠાણીથી કરી કજીયો, કુવામાં કુદકો મારે,
સમુહ વિઘ્નો તણો લઈને, મેળે દુઃખ દોડતું આવે.
અભાગી છીટનો તાકો, મારગમાં વેચવા બેશે,
સીપઈના વેશમાં તુરતજ, મેળે દુઃખ દોડતું આવે.
ઉપાડી વ્યાજના પૈસા, હેટાજી દેશમાં ચાલ્યા.
કઠે જાવે કહી પાછલ, મેળે દુઃખ દોડતું આવે.
રમકડાં ખાંડના દેખી, ડુલાવે છે રહ્યો માથું,
ગયા પુટી જરા બસકે, મેળે દુઃખ દોડતું આવે.
અગાસીમાં ઉભેલીને, ઘડીભર મોજથી ભાળે,
વચે અદ્રસ્ય થઈ જાતાં, મેળે દુઃખ દોડતું આવે.
કેળાનું રાયતું ચટણી, કેરીના આથણા ભાવે,
ખાટી દહિંની કરે દોસ્તી, મેળે દુઃખ દોડતું આવે.
પોતાના માર્ગને મુકી, પરાયા પંથમાં પેસે,
કહે જયરામ તેનાપર, મેળે દુઃખ દોડતું આવે.

---

# ભવચક્રનો ભોમીયો.

## યાને.

## કદરદાનોની કસોટી કવાલી. ૪૯.

જેની ગાંઠે નથી પૈસો, જીવન તેનું વૃથા જાણો,
હાથે કરીને પડે હલકો, જીવન તેનું વૃથા જાણો.

દીવસ આખો બેસી બેસી, લોકોના ઓટલા ભાંગે,
સમીસાંજે રહે ઉંઘી, જીવન તેનું વૃથા જાણો.

કરે નહિં કામ કે ધંધો, શરીરે પણ રહે ગંદો,
જેના કર છે બહુ ટુંકા, જીવન તેનું વૃથા જાણો.

મરદ જેવો મરદ થઇને, પોતાના પેટનું પુરૂં,
કરી શકતો નથી જગમાં, જીવન તેનું વૃથા જાણો.

પાસે ગંગા છતાં લોકો, કુવાનું નીર પીપીને,
પોતાની દેહ ત્યાગે છે, જીવન તેનું વૃથા જાણો.

વરસ દસબારની કન્યા, સોનું દેખી સવાલખીયા,
બુઢ્ઢા વરને ગળે બાંધે, જીવન તેનું વૃથા જાણો.

દિવાબત્તી અગર ઝાડુ, પથારી સાફ કરવાનું,
દીકોને શેઠ બતલાવે, જીવન તેનું વૃથા જાણો.

લાયક પત્ની કહે આવી, ભોજન તૈયાર છે ચાલો,
વેળાસર લક્ષનવ આપે, જીવન તેનું વૃથા જાણો.

કહે જયરામ જે માણુસ, પોતાના ખાસ માલિકના,
મુકે છે પેટ પર પાણો, જીવન તેનું વૃથા જાણો,

---

# ઈલ્મી અપ્સરા.

## યાને

## નખોદપાટલાનું નોબતખાનું. કવાલી ૫૦.

એતો છે અપ્સરા ઇલ્મી, જુવે છે શું ઝીણી આંખે,
એમાંથી કાળીયા તારા, સીંગલ પૈના નહિં પાકે.
નીસાસા નાખમાં ઉંડા, પ્રભુના ખેલ જો ભુંડા,
અહિં એકાંતમાં બેસી, જુવે છે શું ઝીણી આંખે,
થવાનું છે નહિં બીજું, જશે વાંકી વળી ગરદન,
મહા દુઃખની મૃતીકાને, જુવે છે શું ઝીણી આંખે.
કાળી નાગણ છતાં ગોરૂં, બદન દેખાય છે તુજને.
ઘડી પલમાં જનારીને, જુવે છે શું ઝીણી આંખે.
આખી દુનીયા વીશે એણે, મચાવ્યો છે બડો દંગો,
મુંબઇમાં છે એની બેઠક, જુવે છે શું ઝીણી આંખે.
એને દેખી ઘણા લોકો, ફસેલા છે જમાનામાં,
દીશા ચારે ગળી ગઇ છે, જુવે છે શું ઝીણી આંખે.
એની બે પાંખ છે પહોળી, ગમે ત્યાં જાય છે દોડી,
તજી દઇ સ્થાન પોતાનું, જુવે છે શું ઝીણી આંખે.

ત્રણે જુગમાં એવી એકે, કરમ ચંડાલણી નહોતી,
કલીજુગની એ છે કૃત્યા, જુવે છે શું ઝીણી આંખે.
પોતાનો ઈલ્મ અજમાવી, કીધા છે કૈકને પાગલ,
બતાવી નામ દે તેનું, જુવે છે શું ઝીણી આંખે.
પઢાવી છે સકળ વિદ્યા, ગમે ત્યાં જા હવે ચાલ્યો,
સાગલીયાને વીસરજેમાં, જુવે છે શું ઝીણી આંખે.

---

# દુખીયારી બુલબુલ.

યાને

## વિવેકી વારાંગના. અંક ૫૧ મો.

### દાસપરે દયા લાવોરે—એ રાગ.

વૈદ્ય શું જાણે બિચારોરે, અંતરની પીડા વૈદ્ય શું જાણે બિચારો.
ગફલતનું કારણ છે મહોટું, જગત માત્ર સર્વે છે ખોટું.
અધવચથી ત્રુટી ગયો, રૂડો સથવારોરે.—અંતરની.
શું કરવું તે કંઇ નવ સુઝે, શરીર સાબદું થરથર ધ્રુજે,
વિત્યું હશે જેનાપર, તેજ કહી શકનારોરે.—અંતરની.
જોબન મદમાં કંઈ ન જણાયું, છેવટ દુઃખ ઘડપણમાં આવ્યું.
ધીરજવાન મર્દ, તલ માત્ર નથી હઠનારોરે.—અંતરની.
ભાગ્યવાનના ભુત કમાવે, અભાગીયાના પૂત ઉડાવે,
સંકટ સમય પ્રભુનું નામ અખંડ ઉચ્ચારોરે.—અંતરની.

દિલ દરિયાવ સમું રાખીને, બેઠ બચા આશન વાળીને
આસરો અગાધ છે, શ્રી કૃષ્ણ ચરણપર મારોરે—અંતર
ગગન વિષે વાદળ ઘેરાયું, ચાતક જંગલમાં હરખાયું
સાચા પ્રેમ તણાં, દ્રષ્ટાંત નજરથી ભાળોરે.—અંતરની
જયરામ વિરહનો દર્દ અનાડી, વૈદય તણી ચાલે નહી
ટાળી શકે પાંચમાં, વેદ તણો ભણનારોરે.—અંતરની

---

# જાગતી જોત.

યાને અંક પર મો

## દુઃખ ભંજન સરળ માર્ગોપદેશ.

વારી જાવુરે સાંવરીયા તોપે વારણાંરે–એ રાગ.

કર્મના દોષ મટાડો, અલગ રહી સંસારમાંરે–ટેક
શ્રી હરીના ચરણે ચિત્ત રાખો, સુખ દુઃખ ટાઢ ઉષ્ણતા સ
જયજય વિઠ્ઠલ રાધે શ્યામ, અખંડ ઉચ્ચારનારે.—કમ
જોઈ તપાસી ધન વાંવરવું, ગૌબ્રાહ્મણની વારે ચઢવું,
પૈસા વિના ઉપાધી રૂપ, સકળ જમજાતનારે.—કર્મના
પાપતણાં ચીન્હો પર હરવા, પ્રભાતમાં શ્રીકૃષ્ણ સમર
ખેંચી જશે નહીં તો, જમ કીંકર દરબારમાંરે.—કર્મ
અખંડ ઇશ્વરને ભજવામાં, આળસ એક ઘડી કરશોમ

જો જો રખે ફસાતા, પદ્મિનીયોના પ્યારમાંરે.—કર્મના.
આવ અલ્યા કંઇ ચીજ બતાવું, શબ્દ સુણી શીતળ થઇ જાવું..
થાય છે કે નહિ વસ્તુ, પ્રાપ્ત જુવો પલવારમાંરે.—કર્મના.
લાખ ગયા પણ લક્ષ ન દીધું. માનવ દેહ ધરી શું કીધું,
હૃદયમાં લખી રાખજો, વચન વિકળ જયરામરે—
કર્મના દોષ મટાડો, અલગ રહી સંસારમાંરે.

---

# ગોરખ મચ્છંદર.

### યાને

## મંત્ર પુષ્પાંજલી પ્રયોગ. અંક ૫૩ મો

### કવાલી ગોહર.

પ્રભુને તું લે પીછાની, આખર જવું નકી છે,
દીન ચાર મુશાફિર, આખર જવું નકી છે.—ટેક.
છે જવું સમસ્ત છોડી, જીવડા રહયો શું દોડી,
વનમાં વગર પ્રયાસે, આખર જવું નકી છે. પ્રભુને.
કોઇ જાય છે પચીસે, કોઇ ત્રીસકે બત્રીસે,
ચાલીસને ચુકાવિ, આખર જવું નકી છે. પ્રભુને.
બ્યાસી અગર નવાણું, જન્મ્યું તે તો જવાનું,
દિલ ચાહ્ય તે કરી લે, આખર જવું નકી છે. પ્રભુને.

ઇંઝિયેર પલંગ મજાના, પુલિગુડ રૂના બિછોના,
દિપક બધા બુઝાવિ, આખર જવું નકી છે. પ્રભુને.
આશા ભરેલ આવ્યો, ત્રણ પોરમાં પતાવ્યો,
શરીરે વિભુતિ ચોળી, આખર જવું નકી છે. પ્રભુને.
અજમાશ કર દિવાના, પ્રાણો થશે રવાના,
અંગારની સમીપે, આખર જવું નકી છે. પ્રભુને.
નજરે પડયો કીનારો, હવે ઉંઘી રહો ન ચારો,
જયરામ હરી ચરણમાં, આખર જવું નકી છે.
પ્રભુને તું લે પીછાની, આખર જવું નકી છે.

---

# અમદાવાદી મેવો.

## યાને

## ખુબ સુરતીનો ખજાનો. અંક ૫૪ મો

### ઉરદુ ગઝલ.

બૈરી બનો માલીક બનો, નોકર બન્યા તો શું થયું;
પૈસા કમાવિ લાવજો, એવું મને ગુરૂએ કહ્યું.—ટેક.
માતા પીતા પૈસા વિનાના, પુત્રથી લજવાય છે.
ઓરત મુકી નર જીવતો, પરણી બીજાને જાય છે,
સાસુ કહે મુજ પુત્રીનો વર, શું કમાવિ લાવિયો.
બી બી સુનાતિ યું મુઝે, યહ મુર્ખ કહાંસે આવિયો,
સાળિયો કહે છે બનેવિમાં, મીઠાની તાણ છે.

દમડી વિના દુઃખ છે બહુ, એ શાસ્ત્રનું પરમાણુ છે,
ઇશ્કનો માર્યો કદી કોઇ, જાલમાં સપડાય છે.
દમડી વીનાના નર પશુ, હુડ હુડ જગતમાં થાય છે,
દૈવત બધું છે દ્રવ્યમાં, સમઝાય છે એવું મને.
વાંઢા પ્રભુનું ભજન કર, બૈરી રૂડી મળશે તને.
બંગડી નથી સાડી નથી, ચોલી નથી તો શું કરૂં.
વેચાણ કર મારૂં અલી, કહેનારનું જીવતર બળ્યું,
જીવતર બળ્યું તે જીવનું, પૈસો નથી જો પાસમાં,
મોહોબત બધી પૈસા તણી, સગપણ રહ્યું છે સ્વાર્થમાં.
પૈસા તણી ખુબી જગતની, રાહમાં કંઇ ઔર છે,
પૈસા વિનાનો આદમી, જગમાં હુરાયું ઢોર છે.
માટે કસી કમ્મર કહે, જયરામ ઈશ્વરને ભજો.
ધનવાનનિ આશા નકામી, છે સકલ તેને તજો.



# અલૌકીક સેવા.

યાને

## ઇશ્વરની મુખ્ય વિભુતી. અંક ૫૫ મો

ખડીયો મારો ખાલી ના ચપટી કોઇએ આલી.—એ રાગ.

જંગલમાં ચરનારી, શ્રી કૃષ્ણ ચંદ્રને પ્યારી,
મારા વહાલા, ગાયો તીરથનું સ્થાન છે.—ટેક.

પુજન અર્ચન ગૌમાતાનું, પ્રેમ ધરીને કરીએ,
એ પૈસા જો હોય પાસમાં, પ્રભુ ચરણમાં ધરીએ.–મારા.
એ ત્રણ ગુંડી ઘાસ ખાઇને, દુધ ઘણેરૂં આપે,
મન ગમતા વરસાદ પડે છે, ગાયોના પરતા પ.–...રા.
અનુભવ માટે કૃષ્ણ પ્રભુએ, ધેનુ લક્ષ ચરાવિ,
ગૌ સેવાના પ્રતાપ બળથી, મોજો ખુબ ઉડાવી.–મારા.
માખણ ઘી ચોખ્ખું મળવાની, આશા તજો નકામી,
ગમતું થાશે ગોવિંદજીનું, સાચી એજ નીશાની.–મારા,
પવિત્ર ગોબર ગાય તણું લઇ, ભુમી સ્વચ્છ બનાવે,
તે સ્થાનકમાં સકલ સીધ્ધીયો, રૂમ ઝુમકરતી આવે.–મારા.
મુરલીધર ગોપાલ કૃષ્ણને, ગૌમાતા છે વહાલી,
એક મુઠી અરપણ કરશો તો, જમે થસે ત્યાં પાલી.–મારા.
પચાસ નહીં તો એક ગાય પણ, તસ્દી લઇને પાળો,
પ્રપંચને બાજુપર મુકી, મીઠી નજરે ભાળો.–મારા.
સભા વિસર્જન કરી પ્રતાપી, કૃષ્ણ ગયા નિજ ધામે,
સંકટ સરવે થયા ચાલતાં, પોત પોતાને કામે.–મારા,
મોટર વેચી ગાય ખરીદો, ભલું તમારૂં થાશે,
ભાગલીયાના ઇષ્ટ સમીપે, નર નારી ગુણ ગાશે.–
મારા વહાલા ગાયો, તિરથનું સ્થાન છે.



# ડબલ સયતાન.

## યાને

## પરદેશની પીશાચણ. અંક ૫૬ મો

### કવાલી રમઝાન.

રંડા રખડતી વાંઝણી, ધીક્કાર છે ફેશન તને,
બગડી ગયા સૌ બાળકો, ધીક્કાર છે ફેશન તને.-ટેક.
દુઃખીયા થયા દર્દી થયા, જન કઇક તો વટલી ગયા,
બાકી બચેલા સર્વ કોઇ, સંતાપમાં સળગી રહ્યા.-રંડા.
ફીટકાર છે ફિટકાર છે, ફેશન તને ફિટકાર છે,
સુધરેલ ઘરના શેઠીયા, વેશ્યા વિના લાચાર છે.-રંડા.
ભૈયા બુલાકે લા શેઠાનીકો, સવા દશ હો ગયે,
અચ્છી ફીલમ હય આજકી, વહાંપર હમારા દોસ્ત હય.-રં
ગાડી ચલી ઘોડા ચલા, દૌલત ચલી દશ, લાખકી,
કહેના ખતમ વો ના ભયા, અચ્છી ફીલમ હય આજકી.-રં
ફેશન તમોને પ્રથમ તો, ઉંચે ચઢાવિ આપશે,
દશ બાર માસ ગયા પછી, કટકા કરી ત્રણ નાંખશે.-રંડ
હીંદના મયદાનમાં, ફેશન ઘુસી છે જ્યારથી,
સંકટ અને સંતાપની, સરીતા વહે છે ત્યારથી.-રંડા,
સંસારમાં સદબોધના, સાચા ઘડા પુટી ગયા,
કપટી કુકર્મી કાચબા, વન વન વિષે પ્રગટી રહ્યા.-રંડા.

બસ કર હવે આ રાક્ષસી, ઉમ્મર બધી એળે ગઇ,
જયરામ આ સંસારમાં, પ્રાપ્તી કશી પણ ના થઇ,-રંડા.



# મયુરે માશુક.

## યાને

## વિખરાયલું વાદળ. અંક ૫૭ મો.

### કવાલી રમઝાન.

નીરખી રહયો છું કયારનો, મોઢું કરી ઉંચું અતિ.
જલથી ભરેલી વાદળી, અવનિપરે પડતી નથી.-ટેક.
તરસથી અકળાય છે, પ્રાણો પરંતુ શું કરૂં,
જાણે જટાધારી મહા યોગી, બની તપ આદરૂં.-નિરખી.
કેઇ વાર તો ખપ નહીં છતાં, વ્યાકુળ બની વરષ્યા કરે,
બોલાવીયે ત્યારે વહુ, નખરા કરી પાછા વળે.-નિરંખી.
ભુલ્યો નથી ચુકયો નથી, વિસર્યો નથી તુજ પ્યારને,
નાહક સતાવે છે રહી, સુખ રૂપ આ શયતાનને-નિરખી
દશ કોશમાં દોડયા કરૂં, અથવા પડું સાગર મહીં,
કિસ્મત વિના પુરૂષાર્થનું, પૈડું કદી ચાલે નહીં-નિરખી.
વિનતી શ્રવણ કરતી નથી, દીલમાં દયા ધરતી નથી,
બળવાન ગ્રહ બેઠા વિના, લક્ષ્મિ કદી મળતી નથી-નિરખી

પરવા નથી મુજને અલી, વહી જા પ્રભુ દેશે મને,
છે કાલજી સંપૂર્ણ, સીતાના પતિ શ્રી રામને.-નિરખી.
સંતોષ જેમાં છે નહિ, તે ક્ષણીક શુખ શું કામનું,
જયરામ સ્મરણ કર્યા કરો, શ્રીકૃષ્ણ રાધે શ્યામનું.-નિરખી.



# જંગબારી પોપટ,

## યાને

## ઇન્ડીયન સુધારકોની મુલાકાત, અંક ૫૮ મો

### કવાલી.

છકેલા દમ્પતી આર્યો, લગાડો આગ ફેશનને,
સપાટા બંધ લઇ કાંડી, લગાડો આગ ફેશનને,-ટેક.
નથી શોભા નિમાળામાં, નથી શોભા સુધારામાં,
સાચી શોભા શીયળમાં છે, લગાડો આગ ફેશનને.-છકેલા.
પતિ જેવા પતિ થઇને, સ્વદેશી શુદ્ધ ભાર્યા નો,
વૃથા ભવ કાં બગાડો છો, લગાડો આગ ફેશનને.-છકેલા.
યુવતિઓ સાથમાં લઇને, પધારો છો સીનેમામાં,
ચઢાવી બુટને મોજાં, લગાડો આગ ફેશનને.-છકેલા.
કોમળ વચની તજી બાળા, બન્યા છો મસ્ત મતવાલા,
દારૂના ગ્લાસ ઠાંસીને, લગાડો આગ ફેશનને.-છકેલા.

વાંચી ન્યુસપેપરો જાતે, બનો છો અંધ શા માટે,
ફીદા આંખો પરે થઈને, લગાડો આગ ફેશનને.–છકેલા.
નશીબ અજમાવતાં ફરીયે, ગોવાની લોટરી ભરીયે,
ઉકાળી ખુબ નંબરને, લગાડો આગ ફેશનને–છકેલા.
સ્રીયો બીન ધાસ્ત રાખીને, લજાવિ આર્ય ભુમીને,
પીયુ પત્ની મળી સાથે, લગાડો આગ ફેશનને-છકેલા.
વનીતાથી સદા ડરવું, વનિતાને પગે પડવું.
તેના કરતાં ભલું મરવું, લગાડો આગ ફેશનને-છકેલા.
સનાતન ધર્મને છોડી, આગળ વધવું નથી સારૂં,
કહે જયરામ દુનીયાને, લગાડો આગ ફેશનને.–છકેલા.

---

# માલીકની મહત્તા.

## યાને

## મનોહર મુદ્રાનું પ્રતિબીંબ. અંક ૫૯ મો

### કવાલી.

સાચી મીલ્કત અમારી તો, શ્રી રાધેશ્યામ એકજ છે,
જુઠી દુનીયાં શું જાણે કે, શ્રી રાધેશ્યામ એકજ છે.
ન અલગો તે અમારાથી, અમો અલગા ન રહુ એથી,
સાકરથી પણ અધીક મીઠો, શ્રી રાધેશ્યામ એકજ છે.

કાગળ પણ તું લેખણુ પણ તું, લેખક પણ તું અમારો છે,
સકલ શ્રષ્ટી તણો દાતા, શ્રી રાધેશ્યામ એકજ છે.
માતા પણ તું પીતા પણ તું, ભ્રાતા પણ તું અમારો છે,
કીડી કુંજર તણા ઘટમાં, શ્રી રાધેશ્યામ એકજ છે.
પવન પણ તું તુહીં પાણી, અનલ પણ તું પ્રગટ રીતે,
સ્વતંત્ર શેઠ સઘળાનો, શ્રી રાધેશ્યામ એકજ છે.
માકણનું રૂપ ધારીને, નિશા અરધી વિષે આવી,
ઉઠાડી સજ્જ કરનારો, શ્રી રાધેશ્યામ એકજ છે.
વિશ્વંભર વિશ્વનો બેલી, રહ્યો છે વિશ્વમાં ખેલી,
રમાડે છે જમાડે છે, શ્રી રાધેશ્યામ એકજ છે.
ખુદા ખાવિંદ રહીમ અકબર, વિરંચી વિશ્વનો વણકર,
ઇલાહી જે કહો છો તે, શ્રી રાધેશ્યામ એકજ છે.
નથી ન્યારો નથી પ્યારો, નથી બુરો નથી સારો,
ચરાચરમાં રહેલો છે, શ્રી રાધેશ્યામ એકજ છે.
વોહી માલીક વોહી નોકર, વોહી સચ્ચા વોહી લોફડ,
કવિ જયરામની પ્રભુતા, શ્રી રાધેશ્યામ એકજ છે.

## નઝરકા ખેલ,

યાને

### ચાલુ જમાનાની ફેશન. અંક ૬૦ મો

દોહરા.

વનિતા પહેરે પાઘડી, પુરૂષો પહેરે ચીર,
પછી વ્યથા કંઇપણ નથી, સાંભળ મારા વિર.

( અજી સાહેબ નતીજાં મીલ જાયગા—એ રાગ. )

કોઈ પ્રીયા પઢાવો પ્રેમ થકી, સુખનું સાધન સચવાય નકી-ટેક
પ્રથમ સ્કુલોમાં પાસ થવાની, પછી રાત્રીયે બહાર જવાની,
ખેલ જોવાને ખાસ, તજી ઘર બાર પતિ.—કોઇ.
આભુષણ અંગે ઓપાવે, ચાંદ હથેલીમાં બતલાવે,
મંદિરનું લઇ નામ, રહે જ્યાં ત્યાં ભમતી.—કોઇ.
પરવશ થઇને પાછળ દોડે, મુવા મુવા કહી અંગ મરોડે,
નિજપતીનું અપમાન, કરે દિન રાત અતી—કોઇ.
પતિ બિચારો ઘરમાં આવે, માંદી છું કહીને ગભરાવે,
બેસી પથારી માંય, રડે અમથી અમથી.—કોઈ.
વગર ઘુંઘટે વચમાં ચાલે, નીચ પુરૂષોના મુખ ભાળે,
શ્વાન લઇ સંગાથ, રસોડામાં જમતી.--કોઇ.
કહાં પરથે માલુમ નહીં જાની, કમીયર કહીને થાય રવાની,
મુકી લાજ તમામ, છતાં કહેવાય સતી.--કોઇ.
વિજળીની માફક વહી આવે, ચાલાકી અપની બતલાવે,
વખત જોઇને વાત, કરે ડરતી ડરતી,—કોઇ.
નહીં તે વાત ઉપાડી લાવે, પાડોસીથી વૈર કરાવે,
જયરામ કહે પ્રત્યક્ષ, પ્રભુની અજબ ગતી—કોઈ.

# નખરાળી નવોઢા.

### યાને

## નાજુક શેઠાણી. અંક ૬૧ મો

### કવાલી.

નવોઢા નાર નખરાળી, પતીની શું કરે સેવા,
તદન જુઠું ભરડનારી, પતીની શું કરે સેવા.—ટેક.
ખડી રહીને અગાસીમાં, સુકાવે બાલ પોતાના,
અતિશય ઉંઘ લેનારી, પતીની શું કરે સેવા.—નવોઢા.
નહીં પુજા નહી પત્રી, જમાનિસ હાથમાં છત્રી,
રૂમાલો છે જુવો કેવા, પતીની શું કરે સેવા.—નવોઢા.
પ્રથમ નહાના પછી મહોટા, કઢાવે ફેનસી ફોટા,
મુલાયમ પોલકાવાળી, પતીની શું કરે સેવા.—નવોઢા.
જોબનવંતી જરૂખામાં, બેઠી બેઠી કરે નખરા,
નહીં લેવા નહીં દેવા, પતીની શું કરે સેવા.—નવોઢા.
સંપૂરણ શહેરમાં જ્યારે, કઢંગી રીત થઇ ચાલુ,
ત્યારે પરગામની પુવડ, પતીની શું કરે સેવા.—નવોઢા.
સાસુ મુરખ વહુ ભોળી, સરીખા રંગની જોડી,
ન જાણે શેકીને પાપડ, પતીની શું કરે સેવા.—નવોઢા.
અંતર જેનું સદા કપટી, ન આપે સંતને ચપટી,
કહે જયરામ તે વૈરી, પતીની શું કરે સેવા.—નવોઢા.



# ઈંદ્ર કુમારી.

## યાને

## મેઘરાજા સંબંધી ઇશ્વર પ્રાર્થના. અંક ૬૨ મો

બેલા ફુલે આધી રાત, નયના કુસુંબી રંગ હો ગઇ.–એ રાગ.

અર્જ સાંભળી પ્રભુ પ્રાણાધાર, વરસાવજો પ્યારા પાણી,
પ્રજા પાડી રહી છે પુકાર, વરસાવજો પ્યારા પાણી.–ટેક.
પાણી બસ પાણી બસ પાણી, દેશો દેશ પાણી,
આર્ય ભુમી રૂપાળી દેખાય, વરસાવજો પ્યારા પાણી.–અર્જ.
સરોવરમાં કુવામાં નદિમાં, નદીમાં દરોબસ્ત પાણી,
આખી દુનીયાંનો એકજ સવાલ, વરસાવજો પ્યારા પાણી.–અર્જ.
સર્વ જાતના અનાજો અનાજો, પાકે ભર્તખંડમાં,
ઘાસ ઉગે જંગલમાં અથાગ, વરસાવજો પ્યારા પાણી.–અર્જ.
થાય ભાજી કારેલા, કંટોલા, દુધી, વાલપાપડી,
પાંચ કદીયાનું પામણ વેચાય, વરસાવજો પ્યારા પાણી.–અર્જ.
ખીલે પુષ્પો મનોહર મનોહર, રસીકોના બાગમાં,
વનિતાઓની વેણી ગુંથાય, વરસાવજો પ્યારા પાણી.–અર્જ.
ખુંટ ચોપન દશવારી દશવારી, વિલાતી જોટાના અત્યારે,
શ્રેષ્ટ માલના રૂપૈયા છે બાર, વરસાવજો પ્યારા પાણી.–અર્જ.
પાડ માનું તમારો તમારો, પ્રભુજી તમારો,
દિપવાસાની રાતે જરૂર, વરસાવજો પ્યારા પાણી.–અર્જ.

જયરામેં વિનંતી વીનંતી, સ્વહસ્તે લખી છે,
દીનબંધુ પ્રભુ દીના નાથ, વરસાવજો પ્યારા પાણી.
અર્જ સાંભળી પ્રભુ પ્રાણાધાર, વરસાવજો પ્યારા પાણી.



# કાઠીયાવાડી કબૂતર.

## યાને

## બે દરકાર સ્ત્રીયોનું લાડકાપણું અંક ૬૩ મો

દીલો જાનસે ફીદા હું ચાહે બોલો યા ન બોલો.–એ રાગ.

પયદાશ જો ન હોતી, પરણ્યા તમે શું કરવા,
ઘડપણ વિષે છબીલી, પરણ્યા તમે શું કરવા.–ટેક.
બે પુત્ર છે રૂપાળા, વહુ એક છે રૂપાળી,
ત્યારે જુવાન બૈરી, પરણ્યા તમે શું કરવા.–પયદાશ.
ઘરની મજુરી કરવા, જરીયે નથી હું આવી,
કમ્મર પટો ચઢાવી, પરણ્યા તમે શું કરવા.–પયદાશ.
જુઠા બતાવી બહાના, રૂપીઆ લઈસ છાના,
મારા જેવી હઠીલી, પરણ્યા તમે શું કરવા.–પયદાશ.
પંદર હજાર વાળી, મોટર મંગાવી આપો,
ઇશ્કી બની અત્યારે, પરણ્યા તમે શું કરવા.–પયદાશ.
મુજને વહાલી વાતો, પ્રીય ઉંઘ છે તમોને,
ફેંટો પીરોઝી બાંધી, પરણ્યા તમે શું કરવા.–પયદાશ.

બે વર્ષમાં તમારી, કાયા પડી જવાની,
તજી દઇ પ્રભુ સમરવા, પરણ્યા તમે શું કરવા.—પયદાશ.
જયરામ છે તમારો, જયરામના તમે છો,
જયરામને વીસારી, પરણ્યા તમે શું કરવા.
પયદાશ જો ન હોતી, પરણ્યા તમે શું કરવા.



# આકાશવાણી.

## યાને

## ગેબી અવાજનું સીગ્નલ. અંક ૬૪ મો.

### મયતો મારવાડરો બનીયો—એ રાગ.

જુઠા કર્મોના કરનાર, કોપસે જરૂર તને કીરતાર,
આબરૂ જસે જગતમાં સાર, પડશે જુત્તીનો બહુ માર—ટેક.
ગરીબનું અંતર કકળાવી, કરસો કદી કમાણી,
ત્રીજે દીવસે તીલાંજલી દઇ, લક્ષ્મી થશે રવાની.-જુઠા.
દરશન કરવા જાય વ્યીચારી, વનીતાઓ કોઇ વાર,
મુખડું જોવા ખડા રહે છે, મુરખના સરદાર—જુઠા.
માઠી કરણીના ફળ તમને, તુર્ત તુરત જણાશે,
પાછળથી કોઇ નવા બુટની, જોડ ઉઠાવી જાસે.—જુઠા,
માન ઘટ્યું ડોસા ડોસીનું, કલી કાલમાં જ્યારે,
અનાજ કાપડ રસ વૈરી, થયા જગતમાં ત્યારે-જુઠા.

ઘણા ખરા મુંબઇના લોકો, પરમ પ્રીયાને ત્યાગી,
વ્યસનોમાં ગુલતાન રહે છે, આખી રાત અભાગી.-જુઠા.
ખટાવસું હોટલવાલાને, બૈરી પડી ચુલામાં,
સુંદરી મ્હણુતી ઘરાત ચે, મગ ખાત્રી કરીન ગુલામાં-જુઠા.
વનિતાને વસ થઇ રહેનારા, દુનીયામાં વખણાસે,
સત્ય ધર્મથી ભ્રષ્ટ થયેલા, રજ્યું રાંડનું ખાસે.—જુઠા.
ઘીમાં ચરબી પયમાં પાણી, દેખી ઉપજે ત્રાસ,
સીવાય બીજા ઘણાં ત્રાસથી, થયો ધર્મનો નાસ.—જુઠા.
નીચ કર્મનો ત્યાગ કરીને, સ્વધર્મ સરવે પાળો,
ઓગણીસો ચુમ્મોતેરની, ધન તેરસનો છે દહાડો.-જુઠા.
રાધે શ્યામ પ્રભુનો સેવક, છે એનો રચનાર,
જયરામ કહે શ્રી ગુરૂપ્રતાપે, વાંચો સૌ નર નાર.
જુઠા કર્મોના કરનાર, કોપસે જરૂર તને કીરતાર.

---

# મતલબી દુનીયા.

## યાને

## માનસિક વૃત્તિયોનો વ્યાપાર. અંક ૬૫ મો.

### ઉરદુ ગઝલ.

દુનીયાં બધી મતલબ તણી, મતલબ વીના કંઇ છે નહીં,
મતલબ સર્યું કે બસ પછી, શું કામ છે તારૂં અહીં-ટેક.

યા શેઠજી કહીને પ્રથમ, તાંબુલ બીડું આપશે,
પૈસા થયાં ખલ્લાસ કે, રંડી હુકાલી કાઢશે—દુનીયા.
-મતલબ ભરેલી મોજડી; માશુકને લાગે ગળી;
મતલબ વિના સંસારની, આંખો તદન છે આંધળી.–દુનીયા.
વસુકી ગયેલી ગાયનું, રક્ષણ નથી કરતું જગત,
અશ્વનું પુજન કરે તેવા, હજારો છે ભગત—દુનીયા.
માલદાર કને ઘણાં લોકો, ભરે છે હાજરી,
મુફલીસને ખાતે લખી, દેતું નથી કોઇ બાજરી.–દુનીયા.
ભરપુર છે પાકીટ પણ, તે કયાં સુધી જાણ્યું તમે,
જ્યાં સુધી મુંબાપુરી, નજરે નથી દીઠી અમે.—દુનીયા.
સસરો મુવો તેમાં વળી, નાખુશ જમઇ શીદ થાય છે,
ઘરના મનુષ્યો સર્વ કોઇ, લાડુ જલેબી ખાય છે.–દુનીયા.
લોકો રડે છે સ્વાર્થને, કોઇ જીવને રોતું નથી,
ધર્મમાં વૃત્તી ફલાણા શેઠની, સારી હતી.—દુનીયા.
છે શ્વાસ કાયમ ત્યાંસુધી, હું તું અને તે થાય છે,
જયરામ પ્રાણ ગયા પછી, અધવચ બધું રહી જાય છે.
દુનીયા બધી મતલબ તણી, મતલબ વીના કંઇ છે નહીં.



# અગાધ લોચના.

## યાને

## દુષ્ટ જમાનાની વરસી. અંક ૬૬મો.

### મંયતો મારવાડરો બનીયો—એ રાગ.

બોલ્યું વૃથા આપણું જાય, છેવટ કૃષ્ણ કરે તે થાય,
સાધવી સ્ત્રી મનમાં મુંઝાય, ભુંડણ પેટ ભરીને ખાય.—ટેક.
આજ કાલની ફેશનવાલા, નહી કરશે તે થોડું,
સાંજ પડી કે ચાલ્યું ફરવા, નરનારીનું જોડું.—બોલ્યું.
ઇશ્કી લોકો જાહેરમાં, પણ બીક જરી નવ રાખે,
પ્યારી પ્યારી મુખે વદીને, હાથ ગળામાં નાંખે.—બોલ્યું.
આમ થયું ને તેમ થયું, ઇશ્વરની વાત કરો છો,
હડ હડ થાવા પરનારીની, પાછળ કેમ ફરો છો.—બોલ્યું.
શેઠ કહે છે શેઠાણીને, અલી ઉતાવળ કરની,
જા પીટયા હું નથી આવતી, જુવો રીત મુંબઇની.—બોલ્યું.
કલી કાલના કુસંત અપની, કીરતી ખુબ બઢાવે,
મન ગમતા શણગાર સજી, મોટરની મોજ ઉડાવે.—બોલ્યું.
ચર્ણ સ્પર્સના પચાસ રૂપીઆ, હાથ સ્પર્સના એંસી,
હોઠ સ્પર્શનું પુછયું ત્યારે, ગયા ગુરૂજી બેસી.—બોલ્યું.
કલ્યાણ થશે પણ કયા જન્મમાં, વાંચી કોણ બતાવે,
કાયા અરપણ કરો એટલે, ફરી જન્મ નહીં આવે.—બોલ્યું.

પ્રભુ ચર્ણના ઉપાસકોને, લક્ષ્મીની શી પરવા.
બટન દબાવ્યું જરા તરાકે, પૈડુ માંડે ફરવા.—બોલ્યું.
નરમ ગરમ નોકરની સાથે, યુદ્ધ કરે શેઠાણી,
ચાડી ચુગલી કરનારાપર, માલીકની મેરબાની.—બોલ્યું.
વર્ણશંકરો માન પામસે, પંડીત સદા ભીખારી,
હજામ ધોબીના મસ્તકમાં, રહેશે અજબ ખુમારી.-બોલ્યું.
ઉંચ વર્ણના સ્વાન ડુકરો, એકાંતમાં જઈ છાના,
દેહ પોતાની ભ્રષ્ટ કરીને, રસ્તે થાય રવાના.—બોલ્યું.
રજુ કરેલી બાબત સરવે, નજરે જુવો તપાસી,
ગુન્હેગાર માણસના, જોખમદાર નથી અવીનાસી.-બોલ્યું.
ઢગલા બંધ પડયા છે પાપો, કઇ રીતે ધોવાસે,
જયરામ પ્રભુનુ સ્મરણ કરો તો, બળી ભસ્મ થઇ જાસે.
બોલ્યું વૃથા આપણું જાય, છેવટ કૃષ્ણ કરે તે થાય.



# સુબોધ સરીતા.

યાને અંક ૬૭ મો

## હીંદની પડતી દશા થવાના મુખ્ય કારણો.

### કવાલી.

કૃપાસીંધુ મુકી તમને, જપું કોની કહો માળા.
ઝુકાવિ શીસ ચરણોમાં, જપું કોની કહો માળા-ટેક.

ન જાણું મંત્ર કે મુદ્રા, નજાણું શાસ્ત્ર કે સંયમ.
ચઢાવી દ્વારને સાંકળ, જપું કોની કહો માળા–કૃપાસીંધુ.
દબાવી ધર્મને હેઠો, કલીયુગ કારમો પેઠો,
અદલ ઇન્સાફ કરનારા, જપું કોની કહો માળા–કૃપાસીંધુ.
અત્યારે આર્ય ભુમીના, દીવસ ઉઠી ગયા દેખું,
પીતાંબર વસ્ત્ર ધરનારા, જપું કોની કહો માળા–કૃપાસીંધુ.
આંબાના વૃક્ષમાં બાવળ, બાવળના વૃક્ષમાં આંબો,
ખેતર બગડી ગયું વહાલા, જપું કોની કહો માળા–કૃપાસીંધુ.
નથી કોઇ વાત સાંભળતું, નથી કોઈ દાદ પણ દેતું,
કરો છો શું રહ્યા ચાળા, જપું કોની કહો માળા–કૃપાસીંધુ.
અઢારે વર્ણનું એઠું, ઘણું મજબુત થઇ બેઠું,
જગતના નાથ મતવાલા, જપું કોની કહો માળા–કૃપાસીંધુ.
ગુફા ગંભીરમાં પેસી, રહ્યો છું કયારનો બેસી,
કૃપાળુ ઇષ્ટ છોગાળા, જપું કોની કહો માળા–કૃપાસીંધુ.
અવીવેકી અવીચારી, અકલહીણાં ગમારોથી,
પસુ પક્ષી ઘણા સારા, જપું કોની કહો માળા–કૃપાસીંધુ.
જ્યારે પુછી જુવો ત્યારે, ગયા છે શેઠજી બહારે,
ઉપર ભપકો અંદર ઠાલા, જપું કોની કહો માળા–કૃપાસીંધુ.
બે ત્રણ પૈસા થયા પાસે, રાંડો લઇને રહ્યાં નાસે,
ઉઠે છે અગમાં જવાળા, જપું કોની કહો માળા–કૃપાસીંધુ.
વરણુસંકર પ્રજા થાસે, સુકું ખડ કેસરી ખાસે,
બંધાસે પાપના ભારા, જપું કોની કહો માળા–કૃપાસીંધુ.

પ્રતીજ્ઞા લઇ જરા છાની, ઉઘાડો આંખ દુનીયાની,
સુદર્શન ચક્ર ધરનારા, જપું કોની કહો માળા–કૃપાસીંધુ.
કહે જયરામ શું અમને, જગાડું છું પ્રભુ તમને,
જશોદા નંદના લાલા, જપું કોની કહો માળા–કૃપાસીંધુ.
કૃપાસીંધુ મુકી તમને, જપું કોની કહો માળા

---

# કંટાળેલી કોકીલા.

યાને અંક ૬૮ મો

## કીસ્મતની કવાયદ.

### કવાલી.

અરે કીસ્મત અરે કીસ્મત, અજાયબ ખેલ છે તારો,
સતત પુરૂષાર્થ છે ચાલુ, બતાવી વાંક દે મારો.
રસીક વરને જોવા ખાતર, આવી છું શહેર મુંબઈમાં.
મને પ્રીયછે મોટરવાલો, અજાયબ ખેલ છે તારો–અરે કીસ્મત.
નઠારૂં કે અગર સારૂં, જોબન વહી જાય છે મારૂં,
આવે છે ખુબ કંટાળો, અજાયબ ખેલ છે તારો,–અરે કીસ્મત.
ઇચ્છીત વરની ઉપાધીમાં, ગુલાબી ગાલનો પ્યારો,
કલર થઇ જાયછે કાળો, અજાયબ ખેલ છે તારો–અરે કીસ્મત.
મહાતપ આદરી છેવટ, પરણવું શું બુઢા વરને,
ફાની દુનિયાં વિષે ચોકકસ, અજાયબ ખેલછે તારો–અરે કીસ્મત.

કળી તાજી કુશુમની આ, સુકાતી જાય છે વીરા,
ખબર લેતા નથી યારો, અજાયબ ખેલ છે તારો—અરે કીશ્મત.
જમાવી દે જમાવી દે, મીઠું દહીમાં મીલાવો દે,
ત્રીવીધ તન તાપ હરનારો, અજાયબ ખેલ છે તારો—અરે કીશ્મત.
બગીચાની તરફ જોતાં, આવે છે આંખમાં પાણી,
બળેછે જીવ ભમરાળો, અજાયબ ખેલ છે તારો—અરે કીશ્મત.
પતીવિણુ પ્રેમદા સુની, પતીવિણુ ગામ ઘર સુના,
પતીવિણુ વ્યર્થ જન્મારો, અજાયબ ખેલ છે તારો—અરે કીશ્મત.
જગતના નાથ પરમેશ્વર, આપું છું થેંકસ હું તુજને,
આખા બ્રહ્માંડની ભીતર, અજાયબ ખેલ છે તારો—અરે કીશ્મત.
તજી જયરામ દે ચીંતા, રૂડાવાના પ્રભુ કરશે,
પરંતુ આ જમાનામાં અજાયબ ખેલ છે તારો,
અરે કીશ્મત અરે કીશ્મત, અજાયબ ખેલ છે તારો.



## અણીદાર અંકુશ.

### યાને

### સાબીત પ્રાણીઓનો બચાવ અંક ૬૯ મો

### કવાલી ગોહર.

વનીતા વિલોકી વાંઢા, મરી જઇશમાં કમોતે,
મુખડું મજાનું ભાળી, મરી જઇશમાં કમોતે.—ટેક
તરૂણી તરફ તણખલા, વાંકા વળી જુવે છે,
પાતક શીરે ચઢાવી, મરી જઇશમાં કમોતે—વનિતા.

સંચય કીધેલ તારા, ત્રણુ લોકના તુફાની,
ખાલી કરી ખજાના, મરી જઇશમાં કમોતે—વનિતા.
મુરખ મટોડી કાચી, પલળી જશે પલકમાં,
અવધી વિના અકાળે, મરી જઇશમાં કમોતે—વનિતા.
બદ ફેલની બીમારી, સાદી નહીં સમજતો,
અભ્યાસના વખતમાં, મરી જઇશમાં કમોતે—વનિતા.
તકદીરનો તમાસો, વૈરી બચ્ચાં શું જાણે,
નાહક બની વિદેશી, મરી જઇશમાં કમોતે—વનિતા.
કુલદેવની કૃપાથી, કાયમ સુખી થવાસે,
દુનીયા વિષે દગો છે, મરી જઇશમાં કમોતે—વનિતા.
પ્રેમી બની પ્રભુના, ગુણુમાં અરે અભાગી,
જયરામનું વચન છે, મરી જઇશમાં કમોતે—વનિતા.
વનિતા વિલોકી વાંઢા, મરી જઇશમાં કમોતે—વનિતા.



## જંગી મુસાફર.

યાને

### ઠોકરની સાંમે દાંત પીસનારૂં ઇશ્વરી યંત્ર

#### કવાલી ગોહર.

કરયાદ શ્રી હરીને, રસ્તો વિકટ બહુ છે,
ઇશ્વર કૃપા વિનાનો, રસ્તો વિકટ બહુ છે—ટેક.
અલમસ્ત ઘોડલાની, ખેંચી લગામ રાખો,
નહીં તો પછી અગાડી, રસ્તો વિકટ બહુ છે—કરયાદ

નખરાં કરી નકામાં, નકટા થયા હજારો,
અંતર તપાસવાનો, રસ્તો વિકટ બહુ છે–કરયાદ
પુત્રો કહે પિતાજી, પરણ્યા તમે શું કરવા,
રમણી વીના રસીકનો, રસ્તો વિકટ બહુ છે–કરયાદ
કુરબાન છે રૂપૈયા, શું ખેલ છે મજાનો,
જાણતાં નથી અપંગો, રસ્તો વિકટ બહુ છે–કરયાદ
માંડયું જુગારખાનું, ચલ ફેંક બે રૂપૈયા,
લટકી રહ્યા પછીનો, રસ્તો વિકટ બહુ છે–કરયાદ
સાસુ તણાં જમાઇ, શું જાય છે પુલાઇ,
સસરા તણી સુતાનો, રસ્તો વિકટ બહુ છે–કરયાદ
દોસ્તી કરી દીવાના, પલમાં થશે રવાના,
પ્રીય મીત્રના જીગરનો, રસ્તો વિકટ બહુ છે–કરયાદ
દુખમાં દયા નીધીના, દર્શન વિના ન ચાલે,
સુખમાં પ્રભુ સમરણનો, રસ્તો વિકટ બહુ છે–કરયાદ
નીર્ભય થવા ચહો તો, જયરામનાં વચનની,
નૌકા બનાવી રાખો, રસ્તો વિકટ બહુ છે.
કરયાદ શ્રી હરીને, રસ્તો વિકટ બહુ છે.



# નવિન સુધારાની ઉલ્ટ તપાસ.

## યાને

## કલીકાલની કઠણાઈ. અંક ૭૧ મો

### કવાલી.

સડેલી છે જેની કાયા, જગતમાં શું કરી શકસે,
ચારે સરીખા નથી પાયા, જગતમાં શું કરી શકસે-ટેક.

જમ્યા લાડુ જમ્યા બરફી, જમ્યા દુધપાકને પુરી,
દશા ગ્રહની કદી પલટે, જગતમાં શું કરી શકસે-સડેલી.

પલટતી જાય છે પ્રથ્વી, પલટતાં જાય છે પાત્રો,
કહો ત્યારે કુશળ યોગી, જગતમાં શું કરી શકસે-સડેલી.

ચાલો કહેતાં ઉઠી ચાલે, જુઠું સાચું ન કંઇ ભાળે,
ગુલામો ખાસ વૈરીના, જગતમાં શું કરી શકસે.-સડેલી.

સમય છે સાવકી માનો, ચેતી ચાલો કહ્યું તો પણ,
જલાવી પાંખ દેનારા, જગતમાં શું કરી શકસે-સડેલી.

ગણોછો જેમને રૂડા, વધુ ભાગે હશે કુડા,
અધુરા જીવના માણુસ, જગતમાં શું કરી શકસે-સડેલી.

ગયા તો શું રહ્યા તો શું, ફરી પાછા કમાવીશું,
અદેખા આળસુ વ્યસની, જગતમાં શું કરી શકસે-સડેલી.

સફા દીલ છે સદા જેનું, વચન સાચું પડે તેનું,
જુઠા બોલા મહા પાપી, જગતમાં શું કરી શકસે-સડેલી.

સુવર્ણ સામટું દીધું, સુકૃત્ય શું તેમાં કીધું,
નથી હોમ્યા જેણે અનજલ, જગતમાં શું કરી શકસે-સડેલી.
સ્ત્રીઓ શીખી બહુ લટકા, પતીવૃતના થયા કટકા,
ઉપજ મનમાનતી પુરૂષો, જગતમાં શું કરી શકસે-સડેલી.
કલમ છે કાયદાની આ, નીહાળો સ્વચ્છ દર્પણમાં,
પ્રગટ પ્રભુના ગુન્હેગારો, જગતમાં શું કરી શકસે-સડેલી.
કહે જયરામ સુખદાતા, સમજ મનમાં અરે ભ્રાતા.
નથી દીલ જ્યાં સુધી નીર્ભય, જગતમાં શું કરી શકસે-સડેલી.
સડેલી છે જેની કાયા, જગતમાં શું કરી શકસે.



# એક જુવાન બાળા

## યાને

## તરેહવાર લોકોના દેવ દર્શન. અંક ૭૨ મો.

### કવાલી ગોહર.

જાગો પ્રભુજી જાગો, જોઇ વાટ સૌ રહ્યા છે,
કંચન જેવી કૃપાલુ, જોઇ વાટ સૌ રહ્યા છે—ટેક.
ઇચ્છાનું સાર ઈશ્વર, વર્ણન કરી બતાવું,
સુંદર સ્વરૂપવાલા, જોઇ વાટ સૌ રહ્યા છે.—જાગો.
સેવક સુખી તમારા, મોટર વિષે બીરાજી,
દર્શન તણી દયાલુ, જોઇ વાટ સૌ રહ્યા છે—જાગો.

સરવે નથી સરીખા, મહીં છે ઘણા કુકર્મિ,
મહીં છે શરમ વગરના, જોઈ વાટ સૌ રહ્યા છે—જાગો.

નાજુક શેઠાણીયોના, ઉજવલ પતી સલુણા,
દરીયા તરફ જવાની, જોઇ વાટ સૌ રહ્યા છે—જાગો.

એક આંખથી પ્રભુની, એક આંખથી સ્રીયોની,
સન્મુખ વિલોકનારા, જોઇ વાટ સૌ રહ્યા છે—જાગો.

મોહ જાલની નદીમાં, ગરદન સુધી ડુબેલા,
પહેચાનવા પ્રભુને, જોઇ વાટ સૌ રહ્યા છે--જાગો.

પ્રાપ્તી થવા પરાણે, માથું હલાવનારા,
દીલને જરા ડુભાવી, જોઇ વાટ સૌ રહ્યા છે--જાગો.

તાજાં ત્રીકાલ જ્ઞાની, જય જય કરી પ્રભુના,
પડદા ખસેડવાની, જોઇ વાટ સૌ રહ્યા છે--જાગો.

બગલા ભગત બીચારા, મીંચી તમામ નેત્રો,
તકલીફ લઈ ત્રીયાની, જોઈ વાટ સૌ રહ્યા છે--જાગો.

દુ:ખને દુરસ્ત માની, અંસાવતાર યોગી,
નિર્ભય બની નવેસર, જોઈ વાટ સૌ રહ્યા છે—જાગો.

વૃત્તી વિષેસ આગલ, દોડીસમાં દીવાની,
જયરામની સમીપે, જોઇ વાટ સૌ રહ્યા છે,
જાગો પ્રભુજી જાગો, જોઈ વાટ સૌ રહ્યા છે.



# ગૌમાતાનો આશીરવાદ

## યાને

## ખેતીવાડીનું મુખ્ય સાધન. અંક ૭૩ મો.

### મારા મનના માલીક મલીયારે—એ રાગ.

કોઇ લાલ પ્રભુના આવોરે, ગાયોના પ્રાણુ બચાવો.
લેખ અમારો જરૂર વાંચજો, મુંબઇ નગરીના વાસી,
હાલત દુઃખની પરકાસી, કાયા સીદને કુમલાવોરે—ગાયોન
બાલ બચાંને સર્વ દુઃખોથી, મુક્ત સદા કરનારી,
ગૌમાતા છે સુખકારી, વાંચી સૌને સંભળાવોરે—ગાયોના.
દહીં માખણુ ઘી દુધ દેવાનું, કબુલ કર્યું છે જેણે,
પાપી ન સતાવો તેને, કરૂણા અંતરમાં લાવોરે—ગાયોના.
સ્વતંત્ર ખેતી ત્યાગ કરી, પરતંત્ર થયા સૌ પ્રાણી,
હૈવે સુખ લીધું તાણી, માલીકને પત્ર પઠાવોરે--ગાયોના.
જીવ બચાવો જીવ બચાવો, જીવ બચાવો ભાઇ,
ઇશ્વરનું મુખ છે ગાઇ, ગૌચરણે શીશ નમાવોરે--ગાયોના
ગૌમાતાના પ્રતાપ બળથી, પુત્ર તમોને થાશે,
પારણું તુરત બંધાસે, વહેતા રૂધીરો અટકાવોરે--ગાયોના
તેત્રીસ કોટી દેવ રહયા છે, વીપુલ અંગમાં વ્યાપી,
ગંગા જમુનાને તાપી, નર્મદા કહી બોલાવોરે--ગાયોના.
જયરામદાસની નમ્ર વિનંતી, ગોકુલનો નાથ સ્વીકારે,

દુનીયાંના કષ્ટ નીવારે, પયની વૃષ્ટી વરસાવોરે-ગાયોના.
કોઇ લાલ પ્રભુના આવોરે, ગાયોના પ્રાણ બચાવો.



# પરદેશી વસ્તુનો પ્રચાર

## યાને

## ભીખ માગવાનો સહેલો ઉપાય. અંક ૭૪ મો.

### કવાલી.

પ્યારા પરદેશની વસ્તુ, જુવો કેવી મજાની છે,
ફેશન જુલ્મી જમાનાની, જુવો કેવી મજાની છે—ટેક.

વિદેશી ચીજનું સેવન, કરે છે ભ્રષ્ટ દુનિયાંને,
અત્યારે હીંદની હાલત, જુવો કેવી મજાની છે-પ્યારા.

કલીયુગ જયારથી બેઠો, દવામાં દારૂડો પેઠો,
સાબુ સનલાઇટમાં ચરબી, જુવો કેવી મજાની છે-પ્યારા.

ગ્રહસ્થ લોકના ઘરમાં, વીકારી જીવને વહાલી,
સુન્હેરી ફ્રેમની છબીયો, જુવો કેવી મજાની છે. પ્યારા.

ધોતી છાયલ ખમીસોનાં, મળે છે કાચના વાસણ,
રકાબી કોપની ફેશન, જુવો કેવી મજાની છે.-પ્યારા.

ગમે તે જાતની બૈરી, ગમે તેવા પુરૂષ પરણે,
સ્થીતી ચાલુ સુધારાની, જુવો કેવી મજાની છે.-પ્યારા.

તમે જોતા ફરો પત્ની, ચહે દીલ ત્યાં અમો જઈશું,
નીબંધોની નવી રચના, જુવો કેવી મજાની છે. પ્યારા.
જગતની દુર્દશા હમણાં, ન માલુમ શું થવાની છે,
વીચીત્ર દૈવની ગતીયો, જુવો કેવી મજાની છે. પ્યારા,
મને દર માસના રૂપીયા, સતાણું શેઠ આપે છે,
ફના કરનાર આ મુંબઇ, જુવો કેવી મજાની છે-પ્યારા.
કહે જયરામ એ દુશ્મન, ઉજડ દુનીયા કરી નાંખી,
મહારોરવતણી શીક્ષા, જુવો કેવી મજાની છે. પ્યારા.



# પારલૌકીક સંપદા.

યાને

## જમે કરાવેલી રકમ જરૂર મળસે. અંક ૭૫ મો

### કવાલી.

ખરીદીલે ખરીદીલે, ખરીદીલે કહુ ભાઇ,
બીલોરી કાંચની કુંપી, જશે ફુટી પલકમાંહી,-ટેક.

જુવાનીમાં મળી કુલટા, કીધા કામો તદન ઉલટા,
પોતાના સ્વાર્થને ચાહી, ખરીદીલે કહ્યુ ભાઇ.–ખરીદી.

નથી ત્યાં લોજ કે વીશી, નથી ત્યાં ચાહેની હોટલ,
જેવું દીલને ગમે તેવું, ખરીદીલે કહ્યુ ભાઇ.—ખરીદી,

નથી આઇસ્ક્રીમ નથી સોડા, છબીલીના નથી મોઢાં,
ન સાથે આવશે પાઇ, ખરીદીલે કહ્યુ ભાઇ.—ખરીદી.

ડઝન બાળક થયા જ્યારે, ગયો ભુલી પ્રભુ ત્યારે.
લખુ છું ખુબ શરમાઇ, ખરીદીલે કહ્યુ ભાઇ.—ખરીદી.

ન સાથે આવસે ગાડી, ન સાથે આવસે ઘોડા,
ચીતામાં જઇશ ખડકાઇ, ખરીદીલે કહ્યુ ભાઇ.—ખરીદી.

રાંડી રાંડો ઘણી લુંટી, લુંટયા ઘરબાર લોકોના.
તજી દુનીયા તણી મમતા, ખરીદીલે કહ્યુ ભાઇ—ખરીદી.

રૂધીરનું પાન કરનારા, સબંધી સર્વ છે પાપી,
પાણી પીવા ઓછું અદકું, ખરીદીલે કહ્યુ ભાઇ–ખરીદી.

સામગ્રી સાફ કરવાના, સ્વરગમાં છે નહી સાધન,
રૂપાળા આમ્રફળમાંથી, ખરીદીલે કહ્યુ ભાઇ.—ખરીદી.

સીખર માથે ચઢાવીને, ઉપાડી ફેંકસે નીચે,
પ્રભુપદમાં જવા માટે, ખરીદીલે કહ્યુ ભાઇ.–ખરીદી.

સનાતન ધર્મના શત્રૂ, વીખેરી નાખશે વચનો,
તેની સામે થવા કાજે, ખરીદીલે કછુ ભાઇ—ખરીદી.

પ્રભુના દાસ જયરામે, અજબ વસ્તુ બનાવી છે,
ચરણમાં છેક લપટાઇ, ખરીદીલે કછુ ભાઇ,
ખરીરીલે ખરીદીલે, ખરીદીલે કછું ભાઇ.





**આ દવાઓ ખાસ રાજા મહારાજા અને પ્રીન્સોને માટે બનાવી છે. તેઓ તરફથી સોનાના ચાંદા મળ્યા છે.**

એક કલાકમાં કઉવતનો પુર જોસ ઇલેત્રીક પાવર લાવનારી બળબુદ્ધિ યાદશકતીને તેજ કરી જાદુની માફક એકદમ ચમત્કાર બતાવનારી ખાસ આ

**( કીંગ ઓફ ટોનીક પીલ્સ. )**

કાયમની શકતી મેળવવી હોય અને જુવાનીનો પુર જોસ શક્તીનો પાવર લેવો હોય તો ( કીંગ ઓફ ટોનીક પીલ્સ વાપરો ) આઠ દીવસ અજમાયસ માટે રૂ. ૧૦૦).

**( નાઇટ પીલ્સ ) અડધા કલાકમાં ચમત્કાર બતાવે છે.**

પ્રેમના વીલાસીઓને માટે ગોળીઓ ગઇ જુવાનીનું જોબન પ્રેમરસની ખરી મઝા લેવી હોય આ પીલ્સ એકવાર વાપરો ગોળી ૧ ની કીંમત રૂ. ૭). અડધા કલાકમાં નાઇટ પીલ્સનો અજબ ચમત્કાર જોવો હોય તો ગોળી વાપરી ખાત્રી કરો. નં. એના રૂ. ૫.

**પંદર મીનીટમાં ઇલેત્રીક પાવર લાવી અજબ શકતી પેદા કરનારૂં શકતી સજીવન તેલ છે.**

એકદમ કઉવતનો પુર જોસ પાવર લાવનારૂં અને શક્તીને સજીવન કરનારૂં આ તેલ છે.

શરીરની નબળી પરેલી નસોને જાડી અને લાંબી કરી કઉવતનો પુર જોસ પેદા કરે છે. પક્ષઘાત, લકવો, સુન મારેલી નસો માટે અકસીર આ ચમત્કારીક તેલ છે. કીં. તોલા ૧ ના રૂ. ૨૧૦) છે.

જવાબ માટે રૂ. ૨ આવે જવાબ મોકલવામાં આવશે.

હકીકત જાણવા માંગતા હોય તો રૂ. ૧) મોકલો તો અમારી દવાઓનું કેટલોગ મોકલી આપીશું.

**દુબલ મેડીકલ હોલ**

નં. ૩૨, ચરનીરોડ.

મુંબઇ, પો..

## સ્ત્રીઓને માટે શક્તિની ખાસ

(રજીસ્ટર્ડ)

# सुंदरी सुधा

સફેત પ્રદર, લોહીવા, ગર્ભાશયમાં સોજો
રતુનું સાફ ન આવવું, અનિયમિત આવવું, ગ
રોગ, જીર્ણ જ્વર, ખાંસી, હાથે, પગ, અને પેશ
માથાનો અને કમરનો દુખાવો, શરીરે ફિકાશ
અનેક કારણો માટે ઘણીજ અકસીર અને
દવા છે. કીંમત બા. ૧ ના રૂ. ૨)

વાપરવાની સોગઠીની ડબી ૧ રૂ. ૦૧ પોસ્ટેજ

બનાવનાર-**વૈદ્ય પ્રાણજીવન ગૌ**

પાંજરાપોળ સામે, પોરબ

# प्रमेहकुठारवटी. (રજી

નવો અથવા જુનો પ્રમેહ (પરમો
બમાં બળતર સાથે પેશાબ કમતી ઉતરવો, રસી
મજીઅત, સાંધાઓમાં દુખાવો, શરીરમ
વટી (ગોળીઓ) જલદી ફાયદો
ણ, પોસ્ટેજ પેકીંગ જુદું.

વનાર-**વૈદ્ય પ્રાણજીવન ગૈ**

પાંજરાપોળ સામે પો